# જીવનનો પૂર્વરંગ

જીવનની પૂર્વાવસ્થાનાં જે યશસ્વી વરસો ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં ગાળ્યાં, ને જેમાં તેમણે જગતની પહેલવહેલી સામુદાયિક સત્યાગ્રહની લડત ચલાવી, ને પરદેશમાં પણ હિંદની કીર્તિને ઉજ્જ્વળ કરી, તે વરસોના પાછલા દસકાના અનેક પ્રસંગો આ પુસ્તકમાં સાદી, સરળ, ને હૃદયંગમ શૈલીમાં વર્ણવેલા છે. લેખિકા ને તેમના પતિ મિ. પોલાક ગાંધીજીનાં કુટુંબી તરીકે રહેલાં, ને તેમણે લડતમાં હિંદીઓની હારોહાર રહી ભારે ફાળો આપેલો. ગાંધીજીનું કૌટુંબિક જીવન, સેવામય જીવનની તેમની ધગશ, જીવનમાં કરેલાં મોટાં પરિવર્તનો, સંયમ ને સાદાઈ વિષેનો વધતો જતો આગ્રહ, બાળકો પ્રત્યેનો પ્રેમ, તેમની કેળવણીના પ્રયોગો ને તેને અંગે થયેલા અનુભવો, તેમની વિનોદવૃત્તિ, લડત વિષેની તન્મયતા, ને એ બધાંમાં તરી આવતો એમનો વિશાળ માનવપ્રેમ એ સર્વના તાદૃશ ચિતાર આ પ્રસંગવર્ણનોમાંથી મળી રહે છે; ને તે વાંચતાં વાંચતાં ગાંધીજીની એ યૌવન-કાળની મૂર્તિ — વિલાયતી ઢબના બારિસ્ટર સ્વેચ્છાએ ગરીબ બનેલા આશ્રમવાસી, સાધુ-સમા વેશવાળા સત્યાગ્રહી એમ અનેક રૂપે વિચરતી — નજર આગળ ખડી થાય છે. એ વરસોમાં ગાંધીજી સાથે થયેલા અનેક સંવાદો પણ આપીને લેખિકાએ તે વખતના તેમના વિચારોનો પરિચય કરાવ્યો છે; તે ગાંધીજીના પાછળના વિચારો સમજવામાં ભારે મદદરૂપ થાય એમ છે.

સવા બે રૂપિયા

ગાંધીજીના

# જીવનપ્રસંગ

મિસિસ મીલી ગ્રેહામ પોલાકના
'Mr. Gandhi : the Man' નો અનુવાદ

અનુવાદક
ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ



સોલ એજંટ :
એન. એમ. ઠક્કર એન્ડ કંપની, બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

: પ્રકાશક :
વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ.
૩, રાઉન્ડ બિલ્ડિંગ, મુંબઈ ૨.

આવૃત્તિ પહેલી : જુન, ૧૯૪૪

કિંમત બે રૂપિયા ચાર આના

---

શ્રી. ચંદ્રશંકર શુક્લનાં ઇતર પુસ્તકો



સીતાહરણ ( પાંચમી આવૃત્તિ )

પિરામીડની છાયામાં ( મિસરનું પ્રાચીન સાહિત્ય )



અનુવાદો

ચીનનો અવાજ — લૉવેઝ ડિકિન્સન ( બીજી આવૃત્તિ )

ધર્મસંસ્થાપન — ગાંધીજી

રચનાત્મક કાર્યક્રમ — ગાંધીજી

રચનાત્મક કાર્યક્રમ — રાજેન્દ્રપ્રસાદ

હિંદુ જીવનદર્શન — રાધાકૃષ્ણન

મહાત્મા ગાંધી — રાધાકૃષ્ણન

અહિંસાની તાલીમ — રીચર્ડ ગ્રેગ

ગાંધીજીને જગવંદના — રાધાકૃષ્ણન અને ઈતર લેખકો ( બીજી આવૃત્તિ )

ધર્મોનું મિલન — રાધાકૃષ્ણન

ચૂપ નહીં રહેવાય — ટૉલસ્ટૉય

હિંદુ ધર્મ — રાધાકૃષ્ણન

વેદની વિચારધારા — રાધાકૃષ્ણન

યન્ત્રો સામે બળવો — જેક્સ

પુણ્યશ્લોક ગાંધીજી ( પ્રશસ્તિસંગ્રહ ) —ભાગ ૧ લો

# પ્રસ્તાવના

ગાંધીજીની 'આત્મકથા' તથા 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ'ના વાચકોને પોલાક દંપતીનાં નામ, તથા તેમણે ગાંધીજીની સાથે કુટુંબીજન તરીકે રહી હિંદીઓની લડતમાં આપેલો ફાળો, જાણીતાં છે. જે ખોબા જેટલા ગોરાઓ હિંદીઓને ન્યાય મળવાના પક્ષમાં હતા તેમાં આ દંપતીનું સ્થાન મોખરે હતું. તેમ કરતાં તેમણે જે પરિશ્રમો ઉઠાવ્યા ને જે કષ્ટો સહ્યાં, ને વધારામાં કાળા લોકો જોડે ભળવા માટે ગોરા લોકોએ તેમનો જે બહિષ્કાર કરેલો, તેની કંઈક ઝાંખી આ પુસ્તક આપણને કરાવે છે.

આમાં ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના નિવાસ વેળાના અનેક જુદા જુદા પ્રસંગો એવી રીતે આપેલા છે કે એમાંથી ગાંધીજીના વ્યક્તિત્વની અનેક બાજુઓનો, તથા તેમના મનમાં એ કાળે ચાલતા વિચારપ્રવાહોનો, વાચકને ખ્યાલ આવે. ગાંધીજીના પ્રસંગમાં આવનાર સહુ કબૂલ કરે છે કે ગાંધીજીનાં અનેકવિધ કાર્યોમાં તેમનું આખું વ્યક્તિત્વ સમાઈ જતું નથી; એ કાર્યોની ગણના કર્યા પછી પણ તેમના વ્યક્તિત્વનો અમુક અંશ તો બાકી રહી જ જાય છે. ઋગ્વેદમાં જેમ કહ્યું છે કે एतावानस्य महिमा, अतो ज्यायांश्च पूरुषः, તેમ ગાંધીજીનું વ્યક્તિત્વ પણ તેમના કાર્યના વિસ્તાર કરતાં મોટું છે. લોહચુંબક જેવા એમના આકર્ષણની — લોકો પરના એમના અસાધારણ પ્રભાવની—મુખ્ય ચાવી તે તેમનું વ્યક્તિત્વ છે. ઘણા કટ્ટર વિરોધીઓની વિરોધવૃત્તિ ગાંધીજીની સમક્ષ આવ્યા પછી શમી ગયાના દાખલા બન્યા છે, એ આનો વધુ પુરાવો આપે છે. એક અંગ્રેજ પત્રકારે લખ્યું છે: "મિ. ચર્ચીલ ગાંધીજીને ક્યારેક પણ જાતે મળ્યા હોત તો તેમને વિષે આવા શબ્દો બોલત

કે કેમ એ વિષે મને શંકા છે. મારો પોતાનો અનુભવ એવો છે કે ગાંધીજી જે ક્ષણે બોલવા માંડે છે તે ક્ષણે જ એમનો કદરૂપો દેખાવ અલોપ થઈ જાય છે. એક ઝબકારામાં માણસને ખબર પડે છે કે તે જગતના એક મહાપુરુષની પાસે બેઠો છે. તેઓ બહુ જ ધીરેથી ને શાન્તિથી, અને છાંટાભાર આવેશ કે કડવાશ વિના બોલે છે; છતાં એમનો પ્રભાવ સામા માણસ પર મોહનાસ્ત્રના જેવું કામ કરે છે એમ કહી શકાય."

આ વસ્તુનો જેટલો વાસ્તવિક ચિતાર ગાંધીજીનાં લખાણોમાંથી નથી મળી શકતો એટલો એમના અનેક વિરલ ને લોકોત્તર ગુણોનું પ્રતિબિંબ પાડનારા નાના નાના પ્રસંગોનાં વર્ણન પરથી મળે છે. ઘણીવાર તો માણસનો ખરો સ્વભાવ તેનાં સાવ નાનાં નાનાં કામો પરથી જ દેખાઈ આવે છે. પ્રસિદ્ધ ગ્રીક ચરિત્રકાર પ્લુટાર્કે કહ્યું છે: "માણસોનાં સહુથી વધારે વિખ્યાત થયેલાં કામોમાં એમના સદ્‌ગુણો કે દુર્ગુણોનું સારામાં સારું પ્રતિબિંબ હંમેશાં નથી પડતું. પણ ઘણીવાર મોટામાં મોટા ઘેરા કે મોટામાં મોટી લડાઈઓ કરતાં એ માણસનું કંઈક નાનું સરખું કામ, ટૂંકું વાક્ય, કે વિનોદનું વચન એમાં જ તેનો ખરો સ્વભાવ વધારે સારી રીતે દેખાઈ આવે છે." આ સત્ય સમજી લેખિકાએ ગાંધીજીના જીવનના એવા નાના નાના ને નજીવા લાગતા પ્રસંગોનાં, કશા પણ ઢોળ વિનાનાં સાદાં સીધાં છતાં અત્યંત રસિક, વર્ણનો આપી ગાંધીજીના વ્યક્તિત્વના અનેક પાસાનું દર્શન કરાવ્યું છે, ને એક મોટી સેવા કરી છે. જેમને ઈશ્વરે ગાંધીજીના સહવાસમાં આવવાનું ને રહેવાનું સદ્‌ભાગ્ય આપ્યું છે તેમનું, એટલા નિકટના સમાગમમાં આવી ન શકનાર સમાજ પ્રત્યે તેમજ ભવિષ્યની પ્રજા પ્રત્યે, એટલું કર્તવ્ય છે કે તેમણે પોતાની જાણના ને અનુભવના આવા પ્રસંગો લખીને સંઘરી રાખવા અથવા પ્રસિદ્ધ કરવા. એ વસ્તુ ગાંધીજીનાં લખાણો કે મોટા ઐતિહાસિક પ્રસંગોનાં વર્ણનોમાંથી મળી શકવાની નથી; ને છતાં એનું મહત્ત્વ પેલા ઐતિહાસિક પ્રસંગો કરતાં જરાયે ઊતરે એવું નથી.

આ પુસ્તકમાં નાનાં નાનાં પ્રકરણ પાડી તેમાં લેખિકાએ પ્રસંગો એવી રીતે ગોઠવ્યા છે કે ગાંધીજીનું કૌટુંબિક જીવન, બાળશિક્ષણ વિષેની કલ્પનાઓ તેમના ધાર્મિક વિચારો, આશ્રમજીવનના પ્રયોગો, તેમની વકીલાત, સેવાની

ધગશ, ઉદારતા, સંયમ પ્રત્યેનું આગ્રહી વલણ, આહારના પ્રયોગો, તેમની વિનોદવૃત્તિ, કુદરતી ઉપચારો, શિક્ષણને અંગેના અનુભવો, વગેરે ગાંધીજીનાં જીવન તથા પ્રવૃત્તિનાં લગભગ બધાં જ અંગોનો થોડો થોડો ચિતાર એમાં આવી જાય છે. સિદ્ધાન્તો વિષેની એમની કડકાઇ ઉપર એમનો માનવપ્રેમ સર્વ પ્રસંગે કેવો વિજય મેળવે છે એ બતાવવાની એક પણ તક લેખિકાએ જવા દીધી નથી. પોતાના પ્રત્યે જે ભારે કડકાઇ ને બીજાંઓ પ્રત્યે ઉદારતા ગાંધીજીના સ્વભાવમાં છે તે તેમના આકર્ષણનું, અથવા કહો કે તેમની 'મોહની'નું, એક મહત્ત્વનું કારણ છે, એ પણ આ પુસ્તક બતાવી આપે છે.

આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ મહાદેવભાઈ જાતે કરે એવી લેખિકાની તથા તેમના પતિ મિ. પોલાકની ખાસ ઇચ્છા હતી. પણ તેઓ તો અનેક આદર્યાં અધૂરાં મૂકી અકાળે ચાલ્યા ગયા. ત્યારપછી આ અનુવાદ કરવાની પરવાનગી લેખિકાએ મને આપી આ સુંદર પુસ્તક ગુજરાતી વાચકવર્ગ આગળ રજૂ કરવાની તક આપી છે એને સારુ હું એમનો આભારી છું.

લેખિકાની સંમતિની અપેક્ષાએ આ અનુવાદ પૂજ્ય કસ્તુરબાની પુણ્યસ્મૃતિને અર્પણ કરેલો છે. બા જેમ જીવનભર ગાંધીજીને પડખે છાયાની પેઠે ચાલ્યાં, તેમ આ પુસ્તકમાં પણ ગાંધીજીના જીવનપ્રસંગોની પશ્ચાદ્ભૂમિ પર બાની સૌમ્ય મૂર્તિની આછી ઝાંખી આપણને થાય છે. કુટુંબમાં નવાં ભળનારાં માણસોને હેતથી અપનાવી લેવાની વૃત્તિ, ગૌરવશીલ સ્વમાન, નવાં નવાં ને આકરી કસોટી કરે એવાં જીવનનાં પરિવર્તનોને અનુકૂળ થવાના પ્રયત્નો, અને એ બધા ઉપરાંત ગાંધીજી પ્રત્યેનાં ઊંડાં આદર અને શ્રદ્ધા, એ બાના ગુણોની સુવાસ આ પુસ્તકનાં થોડાંક વર્ણનોમાંથી પણ પમરે છે. બાએ જીવનપર્યંત છાયાની પેઠે ગાંધીજીને પગલે પગલે ચાલી વીસમી સદીનાં સતીશિરોમણિનું પદ પ્રાપ્ત કર્યું; ને જેવું તેમનું જીવન ધન્ય હતું તેટલું જ ધન્ય મૃત્યુ પામીને તેમણે ભારતવર્ષને માટે સદાકાળને સારુ એક વીરાંગના અને શ્રેષ્ઠ કોટિની દેશસેવિકાનું દૃષ્ટાન્ત પૂરું પાડ્યું છે. એમની જ્વલંત અને પાવનકારી પુણ્યસ્મૃતિ કરતાં આ અર્પણનું વધારે અધિકારી કોણ હોઈ શકે ?

મુંબઈ, ૨૩-૫-૪૪ ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ

પૂજ્ય બાની

પુણ્યસ્મૃતિને

ભક્તિભાવે અર્પણ

"તું જેલમાં મરી જઈશ તો જગદંબાની જેમ હું તને પૂજીશ."

—ગાંધીજી : બા પ્રત્યે (ઈ. સ. ૧૯૧૩)

# વીર અને વીરાંગના

૧

ગાંધીજીનાં મહાન કાર્યો, તેમની હિંમત, તેમના મહાન નૈતિક ગુણો, દક્ષિણ આફ્રિકાના હિંદીઓને કાજે તેમણે ઉઠાવેલી મહેનત ને વેઠેલાં કષ્ટો, એ બધાંની વાતથી આખો દેશ ગાજી ઊઠ્યો છે. જ્યાં સુધી આપણી પાસે ગાંધીજી જેવા હિંદી પુરુષો ને શ્રીમતી ગાંધી જેવી હિંદી મહિલાઓ છે ત્યાં સુધી આપણે આપણા દેશને માટે નિરાશ થવાની જરાયે જરૂર નથી. તેમણે બતાવી આપ્યું છે કે યોગ્ય સમયે, ને જેમ જેમ પ્રસંગો ઊભા થશે તેમ તેમ, તેને પહોંચી વળવાને જે હિંમત, શૂરાતન, સહનશીલતા ને કષ્ટસહનના ઊંચામાં ઊંચા ગુણો જોઈએ તે હિંદીઓમાં છે.[૧]

૨

જે વસ્તુ મારા મનથી ખરેખર લાગે છે તે હું તમને કહું છું. ગાંધીજીનાં પત્નીએ ગાંધીજીની સાથે સત્યાગ્રહની લડતમાં ઝંપલાવ્યું તે પહેલાં તેમના પતિની સાથે તેમને જે વાતચીત થયેલી તેના કરતાં હૃદયને વધારે હલાવનારો પ્રસંગ આ લડતના આખા ઇતિહાસમાં બીજો એકે બન્યો નથી. હિંદુ અને મુસલમાન લગ્નોને ગેરકાયદેસર ઠરાવનારો ચુકાદો દક્ષિણ આફ્રિકાની વડી અદાલતે આપ્યો તે પછી શ્રીમતી ગાંધીએ તેમના પતિને પૂછ્યું : “ હું તમારી સ્ત્રી છું કે નહીં ? આ ચુકાદો કાયમ રહે તો હું તમારી સ્ત્રી ન ગણાઉં. અને હું તમારી પરણેતર સ્ત્રી ન હોઉં, તો હું સ્ત્રીજાતિની નજરમાં સાચી સ્ત્રી જ ન ગણાઉં, ને મારાં છોકરાં તમારાં ખરાં છોકરાં ન ગણાય.” સુકુમાર સ્ત્રીઓને લડતની હાડમારી વેઠવા મોકલવી એ કેવી વાત હતી એની ગાંધીજીને ખબર હતી. પણ તેમના સમજાવવા છતાં એ નિર્ભય મહિલાએ તો લડતમાં લડી રહેલા પુરુષોની સાથે જ લડતમાં ઝંપલાવવાનો નિશ્ચય કર્યો. ઇતિહાસે ઘણી વીરાંગનાઓનાં વીરકર્મોની નોંધ લીધી છે. અને મને લાગે છે કે શ્રીમતી ગાંધી આખા જગતની મોટામાં મોટી વીરાંગનાઓમાંની એક તરીકે ઇતિહાસમાં સ્થાન પામશે.[૨]

સર ફિરોજશાહ મહેતા

---

૧. ૧૯૧૨ના ડિસેંબરમાં મુંબઈના ટાઉન હૉલમાં મળેલી સભામાં આપેલા ભાષણમાંથી. ૨. ૧૯૧૩ના ડિસેંબરમાં મુંબઈના ટાઉન હૉલમાં મળેલી સભામાં આપેલા ભાષણમાંથી.

# ઉપોદ્‌ઘાત

ગાંધીજીનાં આ સંસ્મરણો તેમના જૂના મિત્ર અને સાથી મિ. હેનરી પોલાકનાં પત્નીએ લખ્યાં છે. સત્તરેક વરસ પર મારે ડરબનમાં શ્રીમતી પોલાક જોડે પહેલી મુલાકાત થઈ હતી. તેમણે એક પછી એક એમ અનેક પ્રસંગો લઈને જે શબ્દચિત્ર આલેખ્યું છે તે વાંચતાં મને એ દિવસો આબેહૂબ યાદ આવે છે. તે વેળા સત્યાગ્રહની લડત પૂરજોશમાં ચાલતી હતી, ને તેમાં ગાંધીજીની આગેવાની નીચે ભાગ લેનાર સર્વ સ્ત્રીપુરુષોનાં મનમાં ઉમંગ અને ઉલ્લાસની સાથે જે એક પ્રકારની વ્યગ્રતા પણ હતી, તેનો તાદૃશ ચિતાર આ પુસ્તક વાંચતાં મારા મનમાં ફરી ખડો થાય છે.

શ્રીમતી પોલાક એ લડતને અંગે કેટલું ભારે કષ્ટ ઉઠાવી રહ્યાં હતાં તે હું પહેલી જ મુલાકાતમાં સ્પષ્ટ જોઈ શક્યો. છતાં મને ઘરમાં આવકાર આપતાં તેમના મુખ પર જે ઉત્સાહ હતો તે પરથી મને દેખાયું કે તેમના અંતરમાં તો હર્ષ અને ઉલ્લાસ જ ભરેલા છે.

થોડાંક અઠવાડિયાં પર એમના પતિ, ગોખલેજીના નિમન્ત્રણને માન આપીને, દક્ષિણ આફ્રિકાના હિંદીઓની લડતનું રહસ્ય સ્વદેશની પ્રજાને ફરી સમજાવવામાં મદદ કરવા સારુ હિંદુસ્તાન જવા ઊપડતા હતા, ત્યાં જ દક્ષિણ આફ્રિકાની સરકારે એમને ગિરફ્તાર કર્યા હતા. હિંદુસ્તાનમાં હિંદી રાષ્ટ્રીય મહાસભાની બેઠક મળવાની તૈયારીમાં હતી. એટલે દક્ષિણ આફ્રિકામાં વસતી હિંદી કોમે તેમને બદલે શ્રીમતી પોલાકને જવાની વિનંતી કરી. પણ તેઓ પ્રવાસે નીકળી ચૂક્યા પછી ગોખલેજીએ એમને સંદેશો મોકલ્યો કે 'ઍન્ડ્રુઝ દક્ષિણ આફ્રિકા આવે છે, માટે તમે રોકાઈ જાઓ.' એટલે તે પાછાં ફર્યાં હતાં.

એમના પતિ હેનરી પોલાકને તો હું કેટલાંક વરસથી ઓળખતો હતો. હું દક્ષિણ આફ્રિકા પહોંચ્યો તે જ અરસામાં તેઓ ગાંધીજીની સાથે જેલમાંથી છૂટ્યા હતા. તેમણે જે હાડમારીઓ પ્રસન્ન ચિત્તે વેઠી હતી તેનો ઘસારો ને થાક એમના મોઢા પર દેખાતો હતો. પણ એમના મનમાં હિંદીઓની લડત વિષે ભારે ઉત્સાહ હતો. એ આનંદોલ્લાસ ને વીરતાની વૃત્તિથી એ દંપતીએ તેમજ તેમનાં બાળકોએ અગણિત મુશ્કેલીઓ સામે ટક્કર ઝીલી તેના પર

જીત મેળવી હતી. તેઓ ને તેમનાં સાથીઓ જે હવામાંથી શ્વાસ લેતાં હતાં તે હવામાં જ જીતની ખાતરી ભરેલી હતી.

જોહાનીસબર્ગવાળા રેવરંડ ડોકને હેનરી પોલાકનો ગાઢ પરિચય હતો. રેવરંડ ડોકે ગાંધીજીનું જે જીવનચરિત્ર લખ્યું છે તેમાં પોલાકને વિષે આ વચનો લખ્યાં છે:

"અદાલતોમાં તે હિંદીઓના વકીલ હતા; પોતાની ઑફીસમાં તેમના સલાહકાર હતા; ને તેમના મિત્ર તો હંમેશાં હતા. સાથેસાથે આખા દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના હિતનું રક્ષણ કરવાના કામમાં તેઓ પરોવાઈ ગયા હતા; ને લેખન તથા ભાષણો દ્વારા એ કાર્યને આગળ ધપાવવામાં તેમણે અદ્દ્ભુત ખંત બતાવી હતી. હેનરી પોલાક જેવા માણસોને આકર્ષી, તેમનાં મન હરી લઈ, તેમને પોતાના ઉત્સાહી ને નિષ્ઠાવાન સાથી બનાવવાની જાદુઈ શક્તિ, સર્વ લોકનેતાઓની પેઠે, ગાંધીજીમાં પણ છે."

શ્રીમતી પોલાકને વિષે ગાંધીજીએ 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' એ પુસ્તકમાં લખ્યું છે: "મિસિસ પોલાકને પણ હિંદુસ્તાન ઓળખે છે. તે બાઇએ પોતાના પતિને લડતના કામમાં મદદ આપી, કોઈ દિવસ તેમાં વિઘ્ન નાખ્યું જ નથી."

એ દિવસોમાં યુરોપિયન સહાયકોનું એક નાનકડું મંડળ ગાંધીજીની પાસે ભેગું થયું હતું. પોલાક દંપતી ગાંધીજીનાં સહચારી થયાં, એટલું જ નહીં પણ ગાંધીજીના ઘરમાં તેમની સાથે રહ્યાં, ને તેમના કૌટુંબિક જીવનમાં પૂરેપૂરાં ભળી ગયાં. આ પુસ્તકમાં વર્ણવેલા પ્રસંગો પરથી જણાશે કે એમના મોટા દીકરા વૉલ્ડો પર ગાંધીજીને કેટલું બધું વહાલ હતું. એ દીકરાનું થોડાં વરસ પર એકાએક અવસાન થયું. એ અણધારી ખબર આવી ત્યારે હું ડરબનમાં હતો. પોલાક દંપતી દક્ષિણ આફ્રિકામાં હતાં ત્યારે જે હિંદીઓ એ આખા કુટુંબને ઓળખતા હતા તેમનાં મનમાં જે ઊંડાં પ્રેમ અને દિલસોજીની લાગણી પ્રગટેલી મેં જોઈ તેનાથી મારું હૃદય દ્રવ્યું, ને મને એક અકલ્પિત દૃશ્ય જોયાનું ભાન થયું.

આ સાદા સ્નેહસંબન્ધો વિષે અહીં આટલા વિસ્તારથી લખવું મને ઠીક લાગ્યું, કેમકે એ સંબન્ધોનો ઉલ્લેખ એ જ આ પુસ્તકના કથાનકની સારામાં

સારી પ્રસ્તાવનારૂપ છે; અને તેનાથી આપણને એકદમ લેખિકાનો સીધો પરિચય થવા પામે છે. ગાંધીજીના સેવામય જીવનની એક પછી એક વાર્તા સીધી, સચોટ, ને પ્રવાહી શૈલીમાં કહેતાં, સાથેસાથે તેમણે, સાવ અજાણતાં, પોતાના સ્વતંત્ર સ્વભાવની ઝાંખી પણ આપણને કરાવી છે. આ બધું તેમણે મુગ્ધભાવે કર્યું છે તેનાથી તેમાં વધારે સચોટતા આવી છે, કેમકે એમણે જે કંઈ લખ્યું છે તે કેવળ સ્વયંસ્ફૂર્તિથી લખ્યું છે. ગાંધીજીના વિશિષ્ટ સ્વભાવને વ્યક્ત કરનારા અનેક પ્રસંગો એમાં છે. લેખિકામાં પ્રબળ કલ્પનાશકિત છે; છતાં જ્યાં ગાંધીજી આકાશમાં ઊડે છે ત્યાં લેખિકા તેમની ટીકા કરે છે ને વાસ્તવિકતારૂપી ધરતી પર જ ચોંટી રહે છે. તે પોતે આદર્શવાદી છે; છતાં વિરલ શાણપણ ને વેધક દૃષ્ટિ વડે તે ગાંધીજીના તાત્ત્વિક સિદ્ધાન્તોને કસી જોવા, ને ગાંધીજી કોઈ વાતમાં અતિશયતા કે અતિરેક કરતા લાગે તો ત્યાં તેમને રોકવા, મથે છે. આ રીતે તે ગાંધીજી વિષે લોકોમાં ચાલતી સર્વ પ્રકારની ચિત્રવિચિત્ર કલ્પનાઓનું નિરસન કરે છે; અને તેઓ જગતમાં સહુથી કોમળ ને દયાવાન આત્મા છે, ને નાના બાળક જેવી નમ્રતાવાળા છે, એમ શબ્દચિત્ર દ્વારા બતાવે છે.

પણ આ બધું તો હવે પછી આવનારી કથા પરથી વાચક પોતે શોધી કાઢશે. તેઓ જોશે કે ગાંધીજી આનંદ અને આશ્ચર્ય પમાડે એટલા પ્રમાણમાં માનવી સ્વભાવવાળા ને માનવપ્રેમી છે. તેમનામાં વાચકો જે ચારિત્રનું તેજ ને સૌંદર્ય જોશે તે તેમને કેટલીકવાર સંત ફ્રાન્સીસનું સ્મરણ કરાવશે. બીજે કેટલેક પ્રસંગે, આવા હઠીલા, આગ્રહી, હેતાળ, ને હંમેશાં આગ્રહપૂર્વક અગવડ વહોરી લેનારા, સંતપુરુષની સાથે એક જ ઘરમાં ને તેમના ગાઢ પરિચયમાં રહેતાં શ્રીમતી પોલાકને જે વિટંબણાઓ વેઠવી પડેલી તે વાચકો પોતે પણ મનથી અનુભવશે. ગાંધીજીને વિષે જે અનેક કાલ્પનિક ને બનાવટી વાતો ચાલે છે તે આ પુસ્તકના વાચનથી એક પછી એક ખોટી ઠરે છે, અને લેખિકાએ કરેલાં પ્રસંગવર્ણનોમાંથી ગાંધીજીનું વ્યક્તિત્વ અગાઉના કરતાં અધિક ઉજ્જ્વલ રૂપે તરી આવે છે; ને મનુષ્ય તરીકે ગાંધીજી આપણાં હૃદયમાં ઘણું અધિક નિકટનું સ્થાન લે છે.

૧૯૩૧ ચાર્લી એંડ્રુઝ

# પ્રસ્તાવના

ગયાં થોડાંક વરસમાં, ગાંધીજીની કીર્તિ જગદ્વ્યાપી થઈ ત્યારથી, મારા પતિ ને હું જે લોકોને મળ્યાં છીએ તેમાંના જેઓ ગાંધીજી સાથેના અમારા અગાઉના ગાઢ સંબન્ધ વિષે જાણતા હતા તેમણે અમને ઘણીવાર એમને વિષે અનેક સવાલો પૂછયા છે: “તમે તો એમનું ગૃહજીવન પણ જાણતાં હતાં. તેઓ માણસ તરીકે કેવા હતા? એ દિવસોમાં તેઓ આસપાસનાં માણસો જોડે કેવી રીતે વર્તતા? તે વેળા એમને મુખ્ય રસ કઈ વસ્તુઓમાં હતો? એમના એ દિવસોનાં વિચારો ને પ્રવૃત્તિઓમાં એમની પાછળની કલ્પનાઓ ને હિલચાલોનાં બીજ જોઈ શકાય ખરાં?”

આ પ્રશ્નોને અંગે જે ચર્ચાઓ થતી તેમાં, આ પુસ્તકમાં વર્ણવેલા કેટલાક પ્રસંગો મારે યાદ કરીને કહેવા પડેલા. ‘એ વાતો તમે લખી કેમ કાઢતાં નથી?’ એ સવાલ ઘણીવાર પુછાતો પણ હું લખવાની ના જ પાડતી. મને થતું કે મિત્રભાવે ને હૃદય ખોલીને કરેલી વાતચીતોની પવિત્રતા એ વાતો પ્રસિદ્ધ કરવાથી ખંડિત થશે. પછી તો ગાંધીજીની ‘આત્મકથા’ પ્રગટ થઈ. અને કંઈક આઘાત સાથે મેં જોયું કે ગાંધીજીએ પોતે પોતાના સર્વ વિચારો ને અનુભવો પરનો પડદો ખેંચી કાઢતાં સંકોચ રાખ્યો નથી. એ વાંચીને મને એમ પણ થયું કે મારે એ દિવસોનાં મારાં સ્મરણો લખી કાઢવામાં સંકોચ રાખવાની કશી જરૂર નહોતી.

વરસેક પહેલાં, કેટલાંક જૂનાં કાગળિયાં ને પત્રો વાંચતાં વાંચતાં, ગાંધીજીએ મને લખેલા કેટલાક કાગળો મારા હાથમાં આવ્યા. એ જૂના દિવસોમાં બનેલા કેટલાક

બનાવોની કાચી નોંધવાળી નોંધપોથી પણ મળી આવી. એમાંનાં કેટલાંક પાનિયાં મેં ભેગાં કરીને જુદાં મૂકયાં, ને એ બનાવો વિષે લખવાનો વિચાર મનમાં પાકો થવા દીધો.

આગળ જતાં, કેટલાક અમેરિકન મિત્રો સાથે ગાંધીજી વિષે વાતો કરવાના બીજા પણ પ્રસંગો મારે આવ્યા. તે વેળા મને એમનાં કેટલાં સંસ્મરણો છાપીને પ્રસિદ્ધ કરવાનું ફરી કહેવામાં આવ્યું. ગાંધીજી મારે મન સૌથી પહેલાં મહાત્મા કે સંત કે વિલક્ષણ મુત્સદ્દી નહોતા; પણ એક મહાન ને પ્રેમાળ પુરુષ હતા. હું ને મારું કુટુંબ ભિન્ન દેશ ને જાતિનાં હતાં; તેઓ પુરુષ હતા ને હું સ્ત્રી હતી; અને હવા ગોરાકાળાના વિખવાદથી ભરેલી હતી; છતાં એ કશાની પરવા કર્યા વિના તેમણે અમારી સહુની પ્રત્યે પોતીકાં કુટુંબીજન જેવો સ્નેહ દાખવ્યો હતો, એ જ ખ્યાલ ગાંધીજીનો વિચાર કરતાં મને સહુથી પહેલો આવતો હતો. છેવટે મેં આ મિત્રોને જવાબ આપ્યો કે "હું તમારી સૂચનાનો વિચાર કરી રહી છું."

"જરૂર કરો," પેલા મિત્રે કહ્યું. "તમે એમને વિષે જે સંસ્મરણો લખશો તે લોકો રસથી વાંચશે એની હું તમને ખાતરી આપું છું."

એ રીતે આ નાનકડી ચોપડી લખાવા પામી છે.

એમાં જે વાતચીતો નોંધી છે તે જેવી થયેલી તેવી શબ્દેશબ્દ, અથવા તે ક્રમમાં પણ, ઉતારી નથી. છતાં દરેક સંવાદમાં મહત્ત્વના ભાગ ગાંધીજી જેવા બોલેલા તેવા જ નોંધેલા છે; અને બાકીના ભાગ પણ અત્યારે યાદ કરીને બને તેટલી ચોકસાઇથી ઉતાર્યા છે — એમાં મૂળનો શબ્દેશબ્દ નહીં આવ્યો હોય તોયે તેનો ભાવાર્થ તો આવ્યો જ છે. આ પુસ્તકમાં નોંધ્યા છે તે ઉપરાંત પણ જાતજાતના વિષયો પર અમારી વચ્ચે ચર્ચાઓ થઈ હતી.

બનાવો તો ખરેખર બનેલા તે જ નોંધ્યા છે. પણ ગાંધીજી ઉપરાંત બીજાં ભાઇબહેનોનો પણ જેની સાથે સંબન્ધ છે એવા બનાવોમાં મેં નામ અને સંજોગોમાં સહેજ ફેરફાર કર્યો છે; એટલા માટે કે જે સ્ત્રીપુરુષોએ એ બનાવોમાં કંઈક પણ ભાગ ભજવેલો, ને જેમનો આ પ્રસંગોનાં વર્ણનમાં તેમને જણાવ્યા વિના કે તેમની સંમતિ લીધા વિના જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેમનાં દિલ જરા પણ દુભાવા ન પામે.

એક જ વાત ઉમેરવાની બાકી રહે છે. આ પુસ્તકમાં દક્ષિણ આફ્રિકાના હિંદીઓના સત્યાગ્રહનો નિર્દેશ ઘણીવાર કરેલો જોવામાં આવશે ખરો; પણ એને અંગે ચાલેલા રાજદ્વારી વાદવિવાદોને દૂર જ રાખવાનો પ્રયત્ન કર્યો છે. એમ કરવામાં હેતુ એ છે કે એ ઘટનાઓના મધ્યભાગમાં જે નરપુંગવની આકૃતિ ઊભેલી છે તેના તરફ વાચકોનું ધ્યાન વધારે એકાગ્રપણે ખેંચાય.

લંડન, જુલાઈ ૧૯૩૧

**મીલી ગ્રેહામ પોલાક**

**एतावानस्य महिमा अतो ज्यायांश्च पूरुषः ।**

— ऋग्वेद

(આટલો તો એના કામનો મહિમા — વિસ્તાર — છે. એ પુરુષ પોતે તો એના કરતાંયે મોટો છે.)

"મારે ગાંધીજી સાથે નિકટનો પરિચય છે એને હું મારા જીવનનો એક લહાવો સમજું છું. અને હું તમને કહી શકું છું કે એમના કરતાં અધિક શુદ્ધ, અધિક પુણ્યશાળી, અધિક શૂરવીર, ને અધિક ઉન્નત કોઈ આત્મા આ પૃથ્વી પર કદી વિચર્યો નથી. ગાંધીજી એવા પુરુષોમાંના એક છે જેઓ, પોતે સાદું ને તપોમય જીવન ગાળતા હોઈ ને માનવપ્રેમ તથા સત્ય અને ન્યાયના ઉચ્ચતમ સિદ્ધાન્તોને એકનિષ્ઠાથી અનુસરતા હોઈ, તેમના નબળા માનવબંધુઓની આંખોને જાણે જાદુ વડે સ્પર્શે છે ને તેમને નવી દૃષ્ટિ આપે છે. તેઓ એક એવા પુરુષ છે જેમને વિષે યથાર્થપણે એમ કહી શકાય કે તેઓ પુરુષોમાં પુરુષોત્તમ, વીરોમાં વીરતમ, દેશસેવકોમાં અગ્રેસર દેશસેવક છે; અને આપણે એમ પણ કહી શકીએ કે એમનામાં ભારતવર્ષની માનવતા અત્યારે તેને પરમોચ્ચ શિખરે પહોંચી છે."

(૧૯૦૯) **ગોપાળ કૃષ્ણ ગોખલે**

# ગાંધીજીના જીવનપ્રસંગ

: ૧ :

મહાત્મા ગાંધીનો પ્રથમ સમાગમ મને ૧૯૦૫ માં થયો. હું તે વેળા લંડનમાં હતી. હેનરી પોલાક સાથે મારું સગપણ થયું હતું; પણ તે દક્ષિણ આફ્રિકામાં હતા, એટલે થોડા વખતમાં ત્યાં જઈ શકાશે એવી આશા સેવતી હું દિવસો કાઢતી હતી. પોલાક તે વખતે ગાંધીજીને ત્યાં વકીલાતી કારકુન હતા. ગાંધીજી લંડનના ઇનર ટૅમ્પલના બૅરિસ્ટર હોઈ જોહાનીસબર્ગમાં એટર્ની કે સોલીસીટર તરીકે વકીલાત કરતા હતા.

મારી તબિયત કેટલાક વખતથી બહુ સારી નહોતી ચાલતી. હેનરીના પિતાને ખબર પડી હતી કે હું દક્ષિણ આફ્રિકા જઈ એમના દીકરાને પરણ-વાની છું. એટલે એમણે ગાંધીજીને એવી મતલબનો કાગળ લખેલો કે "તમારી લાગવગ વાપરીને આ લગ્ન અનિશ્ચિત મુદતને માટે મુલતવી રખાવશો, કેમકે છોકરીમાં દક્ષિણ આફ્રિકાનું કઠણ જીવન જીરવવાની તાકાત નથી." ગાંધીજીએ એનો જવાબ વાળ્યો; ને ઉપરાંત એક કાગળ મને પણ લખ્યો. મારા પર એમનો એ પહેલો કાગળ હતો. એ કાગળોએ એમની સાથેના મારા આખા સંબન્ધને અમુક વલણ આપી દીધું. એમને મારા જીવનમાં એક પ્રેમાળ ને સમજુ મોટા ભાઈનું સ્થાન મળ્યું; અને એમનામાં હૃદયની કેટલી કોમળતા છે તેની ઝાંખી હું કરી શકી.

હેનરીના પિતાને તેમણે લખ્યું: "એ છોકરીની તબિયત અત્યારે લંડનમાં સારી ન હોય, તો તો તેણે બને એટલું જલદી લંડન છોડવું જોઈએ. દક્ષિણ આફ્રિકામાં એની પ્રેમપૂર્વક કાળજી રખાશે, ને વળી અહીંનાં હવાપાણી

સરસ ને રહેણી સાદી છે, એટલે એના શરીરમાં પૂરતી શક્તિ આવી રહેશે.” મને કાગળ લખ્યો તેમાં ખાતરી આપી કે એમના ઘરમાં મને હેતભર્યો આવકાર મળશે; અને ત્યાં મારા ભાવિ પતિ કુટુંબીજન તરીકે રહેતા હોઈ, મારી પણ બને એટલી પૂરેપૂરી કાળજી રાખવામાં આવશે.

આ પછી અમે સામસામા બે ત્રણ પત્રો મિત્રભાવે લખ્યા. અને ૧૯૦૫ના ડિસેંબર માસની ૩૦મી તારીખે પરોઢિયે ૭ વાગે હું જોહાનીસબર્ગના જેપી સ્ટેશને ગાડીમાંથી ઊતરી. ગાંધીજી અને પોલાક મને લેવા આવેલા તે પ્લેટફોર્મ પર ઊભા હતા.

ઊંચાઈ મધ્યમ; બાંધો કંઈક પાતળો; ચામડી બહુ કાળી નહીં; મોંના હોઠ જરાક જાડા; મૂછ નાની ને કાળી; આંખોમાં જેનો જગતમાં જોટો ન મળે એવો દયાભાવ; અને બોલે ત્યારે અંતરનું તેજ આંખોમાં ચમકી ઊઠે; — આવી ગાંધીજી વિષેની પહેલવહેલી છાપ મારા મન પર પડી. એમના આખા શરીરમાં આંખો હમેશાં સહુથી વધારે ધ્યાન ખેંચતી. વસ્તુતઃ એ એમના આત્માના પ્રદીપરૂપ હતી. સામેનું માણસ એમાંથી એમના અંતરનો ભાવ કેટલો બધો વાંચી શકતું! તેમનો અવાજ ધીમો, મધુર કહી શકાય એવો હતો, અને જાણે છોકરાનો અવાજ હોય એટલી સ્ફૂર્તિ એમાં હતી. મારી મુસાફરીની નાની નાની વીગતો વિષે વાતો કરતાં અમે એમને ઘેર જતાં હતાં ત્યાં એમના અવાજની આ વિશેષતા ખાસ મારા ધ્યાનમાં આવી.

ઘર શહેરની ભાગોળે ઠીકઠીક સારા મધ્યમ વર્ગના લત્તામાં આવેલું હતું. મકાન નવી ઢબના બંગલાના ઘાટનું, બે મજલાવાળું, બીજાં મકાનોથી છૂટું, ને આઠ ઓરડાવાળું હતું. મકાનની આસપાસ બગીચો હતો; અને સામે નાના ટેકરાવાળી ખુલ્લી જગા હતી. માળ પરનો વરંડો સૂવું હોય તો સૂઈ શકાય એટલો મોટો હતો; અને ઉનાળામાં સૂવા માટે વપરાતો પણ ખરો.

મેં જોયું કે ગાંધીજીના પરિવારમાં તે વખતે ગાંધીજી પોતે, તેમનાં પત્ની કસ્તુરબા, ને તેમના ત્રણ દીકરા — અગિયાર વરસનો મણિલાલ, નવ વરસનો રામદાસ, ને ૭ વરસનો દેવદાસ —, તાર ખાતામાં નોકરી કરતો એક જુવાન અંગ્રેજ, ગાંધીજીનો આશ્રિત એક હિંદી છોકરો, અને પોલાક, એટલાં માણસ હતાં. એમાં મારો ઉમેરો થયો; તે પછી ઘરમાં કોઈ નવા આગંતુકના સમાસ માટે જગા ન રહી.

ટ્રાન્સવાલમાં કાળા ગોરા વચ્ચે જે વૈમનસ્ય ચાલતું હતું તેનો પહેલો અનુભવ હું પહોંચી તે સવારે જ મને થવા પામ્યો. અમારાં લગ્ન થવાનાં હતાં તેની નોટિસ, કાયદા પ્રમાણે, મૅજિસ્ટ્રેટની ઑફીસે અગાઉથી રીતસર મૂકવામાં આવી હતી; અને અમે માનેલું કે કાયદેસર જે વિધિ લગ્નની નોંધણી પહેલાં થવો જોઇએ તે બરાબર થઈ ગયો હતો. એટલે અમે તો, લગ્નના કરાર પર સહીસાક્ષી કરવા માટે, લગ્નો નોંધનાર રજિસ્ટ્રાર આગળ હાજર થયાં. તેમણે જરૂરી વીગતો નોંધી લીધી, ને પછી કંઇક બહાનું કાઢીને ઑફીસમાંથી સરકી ગયા, ને કેટલોય વખત ગયો પણ પાછા આવ્યા નહીં, એ જોઈ અમને આશ્ચર્ય થયું. શનિવારે સવારનો વખત હતો, બાર વાગે તો ઑફીસ બંધ થઈ જતી, ને બીજે દિવસે નાતાલનો તહેવાર હતો, એટલે અમને જરા ચટપટી થવા લાગી. ગાંધીજી વિલંબનું કારણ પૂછવા વડા મૅજિસ્ટ્રેટની ઑફીસે ગયા. વડા મૅજિસ્ટ્રેટ કેટલાંક વરસથી એમના મિત્ર હતા, ને થીઓસૉફીકલ મંડળના સભ્ય હતા. ગાંધીજીએ એમની સાથે હિંદુ ધર્મ ને તત્ત્વજ્ઞાનનાં કેટલાંય પુસ્તકો વાંચ્યાં હતાં. ગાંધીજી પોતે થીઓસૉફિસ્ટ નહોતા, પણ એમના ઘણા મિત્રો હતા; અને એ શાન્તિનાં વરસોમાં ગાંધીજી કેટલીકવાર થીઓસૉફીકલ લૉજમાં વ્યાખ્યાન પણ આપતા.

રજિસ્ટ્રારે અમારું લગ્ન કાયદેસર હોવા વિષે પ્રશ્ન ઉઠાવ્યો હતો, એ જાણી ગાંધીજીને નવાઈ લાગી. ટ્રાન્સવાલના કાયદામાં ગોરા કાળા વચ્ચે લગ્નની મનાઈ હતી; અને કોઈ લગ્ન નોંધનાર અમલદાર એવું લગ્ન નોંધે તો તે ભારે સજાને પાત્ર થતો. ગાંધીજી તથા હિંદી કોમની સાથે પોલાકને નિકટનો સંબન્ધ હતો, તે પરથી રજિસ્ટ્રારે માની લીધેલું કે એ 'કાળા' જ હોવા જોઈએ. સામાજિક સંબન્ધમાં રંગભેદની કડક દિવાલ ઊભી કરનાર, ને કાળા ગોરાને એકબીજા જોડે જરા પણ ભળવા ન દેનાર કોમી રૂઢિનો ભંગ કરવાની કોઈ પણ 'ગોરા'ની હિંમત ચાલે જ નહીં, એટલું રજિસ્ટ્રારને સૂઝ્યું નહોતું. સદ્દભાગ્યે ગાંધીજી મૅજિસ્ટ્રેટને યાદ દેવડાવી શક્યા કે બે વરસ પર હેનરી પોલાકના પિતા થોડા વખત માટે દક્ષિણ આફ્રિકા આવેલા ત્યારે મૅજિસ્ટ્રેટને મળ્યા હતા. વળી તેમના કહેવાથી મૅજિસ્ટ્રેટને પણ ખાતરી થઈ કે આ લગ્નમાં કાયદાનું ઉલ્લંઘન કરવાનો અમારો લેશ પણ ઇરાદો ન હતો. એટલે ગાંધીજી અને વડા મૅજિસ્ટ્રેટની હાજરીમાં મિ. પોલાક અને હું, અમે બંને

જાતનાં 'ગોરાં' છીએ એમ જણાવીને, લગ્નગ્રંથીથી જોડાયાં. વિલંબનું કારણ તે વેળા તો અમે સમજી શક્યાં નહોતાં. બપોરે ગાંધીજીએ હસતે હસતે, પણ હળવે રહીને, મને ખબર આપ્યા ત્યારે જ અમે તો એ જાણ્યું.

અમારે તરતમાં ક્યાં રહેવું ને શું કરવું એની ચર્ચા અમે ત્રણ જણે બપોરે કરી. છોકરા નિશાળે જતા નહોતા. ઘેર ભણતા, પણ ભણતર વ્યવસ્થિત ચાલતું નહોતું. પિતા સવારે કામે જાય તે પહેલાં લેસન કરવાનું આપી જાય, ને સાંજે આવી તે તપાસે ને સુધારે. એટલે મેં એમને રોજ સવારે ત્રણ કલાક ભણાવવાનું માથે લીધું; અને તેમને સરળ અંગ્રેજી, વાચન, લેખન, ગણિત, નિબન્ધલેખન, ને સરળ વ્યાકરણ એટલું શીખવવાની યોજના કરી. બીજું એમ નક્કી થયું કે મારા પતિએ ને મારે ઓછામાં ઓછું હાલ તુરત તો એ ઘરમાં જ કુટુંબીજન બનીને રહેવું.

કસ્તુરબા ઝાઝું અંગ્રેજી બોલતાં નહોતાં, એટલે એમણે અમારી ચર્ચામાં ભાગ ન લીધો. પહેલે દહાડે તો અમે મળ્યાં તે પણ સહેજસાજ. પણ પછી તો લગભગ તરત જ ગાંધીજી અને મારા પતિ ઑફીસે ચાલ્યા ગયા, એટલે અમારે બેને એકલાં સાથે રહેવાનો પ્રસંગ આવ્યો. અમે થોડા જ વખતમાં જેમતેમ કરીને કંઈક વાતચીત કરી ને આનંદ મેળવ્યો. થોડા જ વખતમાં બાનું અંગ્રેજી સુધર્યું, અને આગળ જતાં મારી જોડેનો સંકોચ પણ નીકળી ગયો. પછી તો અમારા જે થોડાક ગોરા મિત્રો હતા તેમને ઘેર અમે મળવા જઈએ ત્યાં બા વાતચીતમાં ભાગ લેતાં.

ભાવભર્યું આતિથ્ય એ ગાંધીજીના સ્વભાવનો જન્મસિદ્ધ ગુણ હતો. તેમની ઇચ્છા એવી હતી કે આ ગોરા મિત્રો, તેમજ હિંદી કોમના જે નેતાઓ મારા પતિ પ્રત્યે કંઈક આદર ધરાવતા થયા હતા, તેમની સાથે બને એટલો વહેલો મારો પરિચય કરાવવો. એટલે લગ્ન પછીને શનિવારે એમને 'પાર્ટી' આપવાનું નક્કી થયું. જ્યાં મહેમાનોને આવકાર આપવાનો હતો તે બે ઓરડા માટે કેટલુંક નવું ફરનીચર ખરીદવાની, અને પચાસેક મહેમાનો માટે ઉપાહારની ગોઠવણ કરવાની, પૂરેપૂરી છૂટ મને આપવામાં આવી. ગલાલ નામનો એક ભલો હિંદુ જુવાન એ એક જ નોકર ઘરમાં હતો. પાર્ટીની તૈયારી કરવાની ધમાલમાં તેણે હોંશભેર ઝંપલાવ્યું. પાર્ટી પહેલાં ગુરુવારની

રાતે એને એકાએક કંઈક વિચાર સૂઝ્યો, ને એણે ગાંધીજીને ગુજરાતીમાં કંઈક પૂછી લીધું. ગાંધીજીએ હા પાડી. શુક્રવારે ગલાલે એની યોજનાનો અમલ શરૂ કર્યો. યોજના એ હતી કે શનિવારની પાર્ટી વખતે ભોજનનો ઓરડો ઉજમાળો દેખાય તે માટે તેને ધોળી કાઢવો. જે ઓરડો અમને વાપરવા મળવાનો હતો તેને સુશોભિત કરવાને મારા પતિએ થોડા દિવસ પર આવડ્યો તેવો પ્રયત્ન કરેલો; ને તેને સારુ ઘરમાં કૂચો, ડોલ ને ચૂનો આણેલાં તે હજુ પડ્યાં હતાં; એ જોઈને કદાચ ગલાલને પોરસ ચઢ્યો હોય, ને તેણે ભીંત ધોળવાના સાવ નવા ને કદી નહીં કરેલા કામ પર હાથ અજમાવવાનો વિચાર કર્યો હોય, એ સંભવિત છે. પણ દુ:ખની વાત એ હતી કે હોંશ અને આવડતનો મેળ સધાયો નહોતો; ને તેથી એણે મહેનત કરીને છબરડો જ વાળી મૂક્યો. બીચારાએ મહેનત તો સારા હેતુથી ઘણી કરી, પણ પરિણામ એ આવ્યું કે છત ધોળાઈ તેની સાથે ભીંતે ચોડેલા સાવ સાજા ને સરસ કાગળ પર પણ સારી પેઠે ચૂનો લાગ્યો હતો.

ગાંધીજી સાંજે ઘેર આવ્યા. પેલા ઓરડાની દશા જોઈને તેઓ તો સડક જ થઈ ગયા. ગલાલની સૂચનાનો આશય તેઓ પૂરો નહીં સમજેલા એમ દેખાયું. પણ થઈ ગયું તેનો શોક શો, એમ સૂચવવા ખભા ચડાવીને તેમણે એમની જૂની સેક્રેટરી બાઈનો પતિ, જે ઘર બાંધવા ને રંગવાનું કામ કરતો હતો, તેને તાબડતોબ બોલાવ્યો; અને બીજે દિવસે બપોરે પાર્ટી પહેલાં ઓરડાને ભીંતે ફરી કાગળ લગાડાય એવી ગોઠવણ કરી. છતાં બીજે દિવસે બપોરે ફરનીચર ગોઠવાયું તે પહેલાં, ને હું ખાણાનાં ટેબલ તૈયાર કરતી હતી ત્યાં જ, કેટલાક મહેમાનો આવી પહોંચ્યા. ગાંધીજીએ તેમને મારી ગેરહાજરીનું કારણ સમજાવ્યું. આ વિઘ્નની વાત સાંભળી એ મિત્રોને ઘણી રમૂજ પડી.

થોડા દિવસમાં અમે સહુ અમારા નવા જીવનમાં ગોઠવાઈ ગયાં. અમારો દિવસનો કાર્યક્રમ ભરચક હતો. સવારે સાડાછ વાગે પુરુષો બધા તે દિવસે વાપરવાના લોટ માટે ઘઉં દળવા ભેગા થતા. રોટી ઘેર જ બનાવી લેવાનો અમારે ત્યાં રિવાજ હતો. કોઠારમાં એક મોટી હાથચક્કી રાખેલી હતી, ને રોજ સવારે દસથી પંદર મિનિટ દળવામાં જતી. આ કામ ઉપયોગી તો હતું જ; પણ તે ઉપરાંત એ સવારની સહેજ કઠણ પણ આનંદદાયક કસરતરૂપ પણ મનાતું. ઘંટીના અવાજની સાથે વાતચીત ને ખડખડાટ હસવાનો

અવાજ પણ ભળતો, કેમકે એ દિવસોમાં ઘરમાં હસાહસ તો જરાજરામાં થઈ જતી. દોરડાં કૂદવાં એ બીજી કસરત હતી. એમાં ગાંધીજી કુશળ હતા.



મને દક્ષિણ આફ્રિકા આવ્યે બેએક મહિના થયા હતા, ત્યાં એક દિવસ સાંજે મારા પતિ ચિડાયેલા ને ધૂંધવાયેલા ઑફીસમાંથી ઘેર આવ્યા, તે જોઈ ને હું બેચેન બની ગઈ ને મૂંઝવણમાં પડી. મારો તો કંઈ વાંક નહીં હોય એ આશંકાથી, એમને રીસ ચડે એવું મારાથી શું થયું હશે કે શું કરવાનું રહી ગયું હશે એનો હું ઉતાવળે વિચાર કરી ગઈ. પણ મેં જોયું કે મારા પતિ ગાંધીજીની સાથે બોલતા નહોતા, એટલે મારા મનને તરત ધારણ આવી કે મારી તો કસૂર નથી જ. જમવાનો વખત ઘરમાં હંમેશાં બહુ ગમ્મતથી ને આનંદભેર પસાર થતો, પણ આજે તે વખતનું વાતાવરણ ગમગીન હતું. સાંજે બહારનું કોઈ આવવાનું નહોતું, એટલે કુટુંબ પર ઝઝૂમતું વાદળ વિખેરાય એવી આશા નહોતી. જમણ પૂરું થઈ રહ્યું એટલે મારા પતિ અમારા ઓરડામાં ચાલ્યા ગયા. હું આશ્ચર્યભેર એમની પાછળ પાછળ ગઈ.

"તમને થયું છે શું?" મેં પૂછ્યું. "તમે આજે આટલા ચિડાયેલા કેમ છો?"

એમના કહેવા પરથી મેં જાણ્યું કે દક્ષિણ આફ્રિકાના એક જાણીતા પત્રકારનો એક લેખ વિલાયતના એક બહોળો ફેલાવો પામેલા માસિકમાં છપાયો હતો. ટ્રાન્સવાલમાં હિંદીઓના આગમન ને વેપાર વિષે તેમાં સાવ ખોટી ને હાનિકારક વાતો લખેલી હતી. ગાંધીજી એ બાબતમાં કશું પગલું લેવાને તૈયાર થતા નહોતા; એટલું જ નહીં પણ લેખકે લખેલી અતિશય હાનિકારક ને ખોટી વાતોનો રદિયો આપનારો જવાબ લખવાની પણ તેમણે ના પાડી હતી. મારા પતિ કહે: "આવા લેખથી વિલાયતમાં કેટલું નુકસાન થશે એની એમને પૂરી ખબર છે, તોયે આમ કરે છે!"

મારો મત મારા પતિના પક્ષમાં હતો. છતાં મને લાગ્યું કે એ વધારે-પડતા આકળા થયા હોવા જોઈએ. એ લેખ વિશે ચિન્તા કરવા જેટલું એનું મહત્ત્વ ગાંધીજીને ન લાગતું હોય, તો એમને શા સારુ લાગવું જોઈએ? રાજદ્વારી જીવન અને એની આંટીઘૂંટીઓનો પરિચય મને હજુ નવોસવો

હતો; અને 'રંગદ્વેષના સવાલ' જેવી કોઈ વસ્તુ હોઈ શકે છે એ તો મેં પહેલીવાર હમણાં જ જાણ્યું હતું; એટલે આ વસ્તુને વિષે મારા પતિ આટલા બધા ઉપરતળે કેમ થઈ રહ્યા હતા એ હું બરાબર સમજી શકી નહીં.

બીજા ચાર દિવસ આવી જ રીતે ગયા. એ ચાર દિવસમાં મારા પતિ, વિવેક કે કામકાજને સારુ નછૂટકે બોલવું પડે તે ઉપરાંત, ગાંધીજી સાથે એક શબ્દ સરખો બોલ્યા નહીં. સાંજને વખતે અમે પતિપત્ની અમારા ઓરડામાં એકલાં બેસી રહેતાં, અથવા ઘરની સામે મેદાનમાં ફરતાં.

અમને સહુને વાતાવરણ કંઈક તંગ લાગવા માંડ્યું હતું. બાએ મને પૂછેલું:

"મિ. પોલાકને શું થયું છે? ચિડાયેલા કેમ લાગે છે?"

મેં કહ્યું: "બાપુ પર ચિડાયા છે."

ગાંધીજીને એમનો વિશાળ પરિવાર 'બાપુ' એ નામે ઓળખે ને સંબોધે છે. પણ એમના સાથીઓ તો એ દિવસોમાં એમને 'ભાઈ' કહીને બોલાવતા. મારા પતિ એમના 'છોટાભાઈ' હતા.

"બાપુ પર કેમ ચિડાયા છે? બાપુએ શું કર્યું છે તે?"

"એમણે કશું કર્યું નથી, એટલા માટે જ હેનરી એમના પર ચિડાયા છે."

પછી મેં એમને એ બાબત વીગતથી સમજાવી. આ ચાર દિવસમાં મેં એ વિષે એટલું બધું સાંભળ્યું હતું કે એ બાબતના મારા પતિના વિચારો તો હું જાણતી જ હતી.

"એમ, એમ!" હું મારું પારાયણ પૂરું કરી રહી એટલે બા ધીરે રહીને બોલ્યાં. એમણે આ કે પેલી એકે બાજુ મત ન આપ્યો. પણ મારા મનમાં શંકા ફરકી ગઈ કે પોલાક બાપુ પર ચિડાયેલા એથી બા એકંદરે નારાજ થયાં નહોતાં. તે પોતે પણ ઘણીવાર બાપુ પર અકળાતાં, અને બાપુ વિષે પ્રેમ ને આદર ધરાવનાર કોઈ બીજું માણસ એમના પર રોષ કરે ત્યારે બાને લાગતું કે એમનો પોતાનો બાપુ સામેનો રોષ પણ સકારણ ને વાજબી છે.

આખરે ગાંધીજી અકળાયા. અમે જમીને ઓરડામાંથી બહાર નીકળતાં હતાં ત્યાં એમણે મારા પતિને પાછા બોલાવ્યા.

"મારે તમારી સાથે વાત કરવી છે," તેમણે કહ્યું. "જરા થોભી જાઓ."

બીજાં માણસો ઓરડામાંથી બહાર ગયાં એટલે તેમણે મારા પતિને ઠપકો આપવા માંડ્યો :

"તમને શું થયું છે? તમે મોઢું ચડાવીને કેમ ફરો છો? બોલતા કેમ નથી?"

"શું થયું છે એ તો તમે સારી પેઠે જાણો છો," મારા પતિએ કહ્યું.

"ના, પણ કહો મને. તમે શાને સારુ મારા પર આટલા બધા રોષે ભરાયા છો?"

"— રિવ્યુમાં આવેલા ન — ના લેખની બાબતમાં તમે જે વલણ રાખ્યું છે તેને લીધે."

"પણ એ લેખથી તમે આટલા અસ્વસ્થ શા સારુ થાઓ છો?" ગાંધીજીએ મારા પતિને શાન્ત પાડવા હળવે અવાજે કહ્યું.

"કેમકે એમાં ભારોભાર અસત્ય ભરેલું છે, ને તમને એ વાતની ખબર છે."

"હા, એ જૂઠાણું છે એ આપણે જાણીએ છીએ, પછી એનું મહત્ત્વ શું?"

"મહત્ત્વ છે," મારા પતિનો અવાજ ક્રોધથી ગાજ્યો. "મહત્ત્વ ઘણું છે. આવા લેખને જવાબ વિના જવા દેવાનો તમને કશો હક નથી. એ જૂઠો છે એ બીજા લોકો જાણતા નથી. તમે કહો નહીં તો જાણી શકે પણ શી રીતે? આવા લેખોથી જ આપણી મુસીબતો વધે છે, ને આ દેશમાં હિંદીઓની સ્થિતિ કફોડી થઈ પડે છે. વિલાયતના લોકો સત્ય જાણે એ ઘણું જ જરૂરનું છે. એમાં હિંદી કોમનું હિત રહેલું છે."

"તો તમે મારી પાસે શું કરાવવા માગો છો?" ગાંધીજીનો અવાજ સાવ નરમ પડી ગયો હતો.

મારા પતિએ કહ્યું : "તમે લેખ લખીને પેલાની વાતોના રદિયા આપો. તમારી એકેએક વાતનું સમર્થન કરનારાં આંકડા ને હકીકતો આપો. એ તો તમે બીજા કોઈના કરતાં વધારે જાણો છો. એ બધાં તમારી આંગળીને ટેરવે છે. છેવટે આ સવાલ તો તમારો છે."

"એ આંકડા ને હકીકતો તમે પણ જાણો છો," ગાંધીજી બોલ્યા.

"હા, જાણું જ છું તો! કોઈ પણ માણસ શોધવાની મહેનત લે તો તેને એ મળી રહે એવાં છે. એટલે જ તો ન — ને ખોટો ઠરાવવાનું કામ આટલું સહેલું છે."

વાતચીત સહેજવાર થંભી ગઈ. પછી, જાણે કોઈ અઘરા કોયડાનો સરસ ઉકેલ મળી ગયો હોય એમ, ઉમંગ ને ઉલ્લાસભર્યા અવાજે ગાંધીજી બોલી ઊઠ્યા :

"તમને એ વાતનું આટલું બધું લાગે છે, તો એ લેખ તમે પોતે જ કેમ લખતા નથી?"

તોફાનનાં વાદળ વિખેરાઈ ગયાં. હવા સાફ થઈ ગઈ. લેખ યથાસમયે લખાયો ને પ્રસિદ્ધ થયો. થોડાક મહિના સુધી એ વિષય પર એ જ શ્રેષ્ઠ ને પ્રમાણભૂત લખાણ ગણાયું, ને બધે એની વાહવા થઈ. હિંદુસ્તાનનાં ઘણાં છાપાંએ એ પોતાના વાચકો માટે આખો ને આખો ફરી છાપ્યો; ને એમે લીધે મારા પતિને ત્યાંના જાહેર જીવનમાં પ્રવેશ મળી ગયો.



આ પ્રસંગ પરથી મને છાપાને લગતો જ બીજો એક પ્રસંગ યાદ આવે છે. એ હું દક્ષિણ આફ્રિકા આવી તે પહેલાં બનેલો; પણ એની વાતો મેં એટલીવાર સાંભળી કે થોડા જ વખતમાં એની એકેએક વીગત હું જાણી ગઈ. એ વાત કાઢી ગાંધીજીનું ટીખળ કરવામાં મારા પતિને રસ આવતો; અને હું માનું છું ગાંધીજીને પણ પોતાની એ મશ્કરી સાંભળતાં રમૂજ પડતી. મારા પતિ ગાંધીજીને ત્યાં જોડાયા ને સાપ્તાહિક 'ઇંડિયન ઓપીનિયન' માટે થોડું ખાસ કામકાજ કરતા હતા, તે અરસામાં તેમને પ્રેસીડેંટ ક્રુગરના પાયદસ્તમાં હાજર રહી તેનો હેવાલ સાપ્તાહિક માટે લખી મોકલવાનું કહેવામાં આવ્યું.

મારા પતિ પાયદસ્તમાં ગયા; ત્યાંથી ઘેર આવી લખવા બેઠા, ને એક વર્ણનાત્મક લેખ લખી કાઢ્યો. લેખમાં કરેલું વર્ણન આબેહૂબ ને છટાદાર છે, ને શૈલી જરાક ઝમકદાર છે, એમ એમને લાગેલું, ને મનમાં છૂપી રીતે એનું અભિમાન પણ ઊપજેલું. પણ 'ઈંડિયન ઓપીનિયન'નો બીજો અંક હાથમાં આવ્યો તેમાં પોતાનો લેખ છપાયેલો તે જોતાંવેંત એ અભિમાનનો ભારે ધક્કો લાગ્યો. "તેઓ અવસાન પામ્યા છે, ને તેમને દફનાવવામાં આવ્યા છે," એવું

આરંભનું વાક્ય તેમણે લખેલું, તે તો ઠીક લાગતું હતું. પણ એમણે છપાયેલું જોયું: "તેઓ અવસાન પામ્યા છે, ને તેમને બાળવામાં આવ્યા છે!" આ શબ્દો વાંચીને એમના ગભરાટનો પાર ન રહ્યો. આ હકીકતની ભૂલ તો હતી જ. પણ તે ઉપરાંત મારા પતિનું છાપું કુગરને અગ્નિની જ્વાળામાં હડસેલે એ લોકોની નજરમાં એમનું અપમાન કર્યું લેખાય. છાપવામાં કેટલીકવાર કેવો ગજબ થાય છે એ પોલાક જાણતા હતા; એટલે એમણે ગાંધીજી, જેઓ તે વેળા ડરબનમાં હતા, તેમની પાસેથી ચોકસ વચન લીધું હતું કે લેખ છપાતા પહેલાં તેઓ જાતે એનું પ્રૂફ સુધારશે. એટલે આ ભૂલ જોઈ એમને બહુ ગુસ્સો ચઢ્યો; ને એમણે ગાંધીજીને સખત ઠપકાનો કાગળ લખી નાખ્યો. તેમાં લખ્યું કે "તમે જાતે પ્રૂફ વાંચવાનું વચન આપ્યા પછી આવી ભૂલ જવા દીધી એ કેવું?" એ ઉપરાંત લખ્યું:

"બોઅર લોકો કેવા સંકુચિત ધર્મવિચાર ધરાવે છે એ તમે જાણો છો. એમના પ્રમુખને 'બાળવામાં આવ્યા' એમ તમે કહો એથી નાહક એમની લાગણી દુખાય. 'બાળવામાં આવ્યા' એ નરકે ગયા કહેવા બરોબર છે. તમે કાળજીથી પ્રૂફ જોજો એમ મેં તમને કહેલું, ને તમે આ રીતે જોયાં!"

ગાંધીજીને અતિશય પશ્ચાત્તાપ થયો, ને તેમણે આ ભૂલ થયા માટે ખરા અંતરનો ખેદ પ્રગટ કર્યો.

"પણ," તેમણે ખુલાસો આપતાં લખ્યું, "અમારા લોકો મરણ પછી દફનાવવા કરતાં બાળવાની વાતથી વધારે વાકેફ રહ્યા, અને કંપોઝીટર હિંદુ હતો, એટલે એને લાગ્યું હશે કે એણે કંપોઝ કરેલું વાક્ય બરાબર છે. છાપનારને પણ એમ જ થયું હશે. મેં પ્રૂફ તો વાંચેલું, પણ આ વાત મારા ધ્યાનમાં પણ ન આવી, કેમકે મને પણ મૃત દેહને બાળવાની વાત પરિચિત, એટલે મારા મનને પણ થયું હશે કે બરાબર છે. પણ હું આવતા અંકમાં સુધારો છાપીશ. સુધારો છપાયો, ને પોલાકને એટલાથી સન્તોષ માનવો પડ્યો. પણ ત્યારપછી એમના ખાસ લેખોનાં પ્રૂફ વાંચવાનું એમણે કદી બીજા કોઈને સોંપ્યું નહીં.

: ૨ :

ઘણીખરી માતાઓની પેઠે બાને પણ પોતાના છોકરાઓ વિષે મનમાં ગર્વ હતો, ને તેઓ દુનિયામાં સારા દેખાય ને આગળ આવે એવી ઇચ્છા હતી.

એમની અનેક ઇચ્છાઓમાં એક એ હતી કે છોકરાઓને સરસ કપડાં પહેરાવવાં. તેમને એકલાંને બાદ કરતાં ઘરમાં બધાં માણસો યુરોપિયન ઢબનો પોશાક પહેરતાં. એટલે, કોઈ છોકરા માટે નવા બૂટ કે નવાં કપડાં જોઇએ, ને ગાંધીજી એની વાત ધ્યાનમાં નથી લેતા એમ દેખાય, ત્યારે બા મને કહે: “ તમે બાપુને વાત કરો.” અને હું કરતી.

આવી માગણીઓમાંથી ઘણીવાર ગાંધીજી ને મારી વચ્ચે ચર્ચા થતી. હું જે ચીજ માગું છું તે જરૂરની છે ખરી, ને છોકરા વિલાયતી ઢબનાં કપડાં પહેરે કે પશ્ચિમી ઢબના દોરીવાળા બૂટ પહેરે એ બરાબર છે ખરું, એ વિષય ચર્ચાતા. હું કહેતી કે બાળકો જે જમાનામાં ને જે દેશમાં રહેતાં હોય તેનો વિચાર કરી તેઓ સુઘડ દેખાય એવો પહેરવેશ ને બીજી ચીજો એમને અપાવી જોઈએ. ગાંધીજી કાં તો એ વસ્તુઓની જરૂર વિષે ભારે શંકા બતાવે; અથવા કહે કે “ છોકરાઓ પાસે સંપત્તિ કે માલમતા ભેગી થાય, અથવા જે ચીજો આત્મદર્શનમાં આડે આવે તે ચીજોની ઝંખના કરતાં તેઓ શીખે, એમ હું ઇચ્છતો નથી.”

શિક્ષણની બાબતમાં અમારે ઘણીવાર ગંભીર ચર્ચા થતી. મોટા છોકરાને રીતસર ચાલતી કોઈ નિશાળમાં ભણવા જવું હતું. મેં ગાંધીજી સાથે એની વાત કરી. પણ પ્રચલિત શિક્ષણ પદ્ધતિની ઉપયોગિતા વિષે એમને બહુ જ ઓછી આસ્થા હતી. એમનો વિચાર એવો દેખાતો હતો કે પુસ્તકિયા જ્ઞાનથી આત્મદર્શન કરવાની શક્તિ નાશ ન પામતી હોય તોયે નબળી તો પડે જ છે. હું આ વિચારની સામે દલીલ કરતી, ને કહેતી કે આપણી કોઈ પણ શક્તિનો વિકાસ સધાય એથી ઇશ્વરનું આકલન કરવાની આપણી શક્તિમાં વધારો જ થવા પામે.

એકવાર મારી દલીલનો જવાબ આપતાં તેમણે કહ્યું: “ તમારા મનના વિચાર ને હૃદયની લાગણી એને સેળભેળ ન કરી નાખો. બાઇબલમાં કહ્યું છે કે ‘ પહેલાં ઇશ્વરનું રાજ્ય પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરો;’ અને સાથે એમ પણ કહ્યું છે કે ‘ ઇશ્વરનું રાજ્ય તમારા અંતરમાં છે.’ તો પછી બહારના વિચારોથી ને બીજીત્રીજી વસ્તુઓની લાલસાથી અંતરમાં વસતા એ ભગવાનને ઢાંકી શા સારુ દેવો ? ”

મેં કહ્યું: "હું એને ઢાંકી દેવા નથી માગતી, પણ એને સમજવા માગું છું."

એ તમારું પશ્ચિમી માનસ બોલે છે. તે જ તમને ખરું આત્મદર્શન કરવામાં આડે આવે છે. તમારા હૃદયના સંસ્કારો પૂર્વના છે, પણ તમારું મન પશ્ચિમના સંસ્કારોથી ઘડાયું છે, એટલે મને બીક છે કે એ બેની વચ્ચે ઘર્ષણ થશે. ભગવાનનાં દર્શન કરવાને પુસ્તકો ઉથલાવવાની કશી જરૂર નથી; એને તો તમે તમારા અંતરમાં જ જોઈ શકો એમ છે."



હું અગાઉ કહી ચૂકી છું કે આ નાનકડા ઉદ્યમી કુટુંબમાં સાંજનો જમવાનો સમય લગભગ હંમેશાં ઘણા જ આનંદમાં પસાર થતો. આખું કુટુંબ દિવસમાં પહેલી જ વાર એ વખતે ભેગું થતું. અને ઘણીવાર મહેમાનો પણ આવેલા હોય, એટલે રોજ સાંજે દસથી ચૌદ માણસ જમવા બેસતાં.

જમવામાં બે 'કોર્સ' રહેતા. જમણ સાવ સાદું હોવાથી પીરસનાર નોકરો અમારે ત્યાં નહોતા. પહેલા 'કોર્સ'માં જાતજાતનાં શાક, ને તેની સાથે કંઈક કઠોળ, 'પૂર્ણ' ઘઉંની કડક રોટી, કંઈક સૂકા મેવાનું 'માખણ', અને જાતજાતની કાચી સૅલેડની ભાજી ટેબલ પર મુકાતાં. એ ચીજો ખવાઈ રહે ને ઉઠાવી લેવામાં આવે, પછી બીજો 'કોર્સ' મૂકવામાં આવતો. તેમાં દૂધ ને કાચાં ફળ રહેતાં. તે પછી ઘઉંની કૉફી અથવા લેમનેડ, ઋતુ અનુસાર ગરમ કે ઠંડાં, અપાતાં; અને જમણ પૂરું થતું. જમવામાં કદી ઉતાવળ કરવામાં આવતી નહીં. જમતાં કલાક ઉપર સહેજે નીકળી જાય. એ વખતે ઘણીવાર તો ગંભીર ચર્ચાઓ થતી. પણ સામાન્ય રીતે તો સાંજનો જમવાનો એ વખત હળવી વાતચીતમાં પસાર થતો; અને વિનોદ ને ટોળટપ્પા ઘણા થતા. એ જૂના વખતમાં ગાંધીજીમાં વિનોદની વૃત્તિ બહુ તીવ્ર હતી. કંઇક રમૂજવાળી વાત આવે કે તેઓ ખડખડાટ હસી પડતા.

એકવાર કેટલાક ગોરાઓ નોતરું માગીને સાંજે જમવા આવ્યા હતા. ગાંધીજી તેમને ઝાઝું ઓળખતા નહોતા, ને બાને તો જરાયે ઓળખાણ નહોતી. આવ્યા પછી તેઓએ અમારા કૌટુંબિક જીવન વિષે, વિવેક છોડીને અસભ્ય લાગે એવી રીતે, પૂછપરછ શરૂ કરી. કુટુંબની અતિશય ખાનગી વાતો વિષે

ચિત્રવિચિત્ર પ્રશ્નો અતિશય ઉદ્ધત ભાષામાં પૂછવા લાગ્યા. ગાંધીજી સાવ સરળતા ને સૌમ્યતાથી એના જવાબ આપતા ગયા. હિંદી લોકો અમુક વસ્તુઓ કરે યા ન કરે એ વિષે પેલાઓનાં મનમાં વિચિત્ર કલ્પનાઓ હતી, એટલે એમની કેટલીક વાતો સાંભળીને ગાંધીજી હસી પડતા. બાને તો આ લોકોને જોઈ પહેલેથી જ ગુસ્સો ચડેલો, એટલે અમે જમવાના ઓરડામાં જઈએ તે પહેલાં જ તેઓ પોતાના ઓરડામાં ચાલ્યાં ગયેલાં. ગાંધીજીએ એમને તેડવા કોઈને મોકલ્યું, પણ તે આવ્યાં નહીં. છેવટે ગાંધીજી પોતે બાને બોલાવવા ગયા. બા એમના ઓરડામાં જ હતાં, પણ તેમણે આવવાની સાફ ના પાડી. ગાંધીજીએ બાની ગેરહાજરીનું કંઈક કારણ આપ્યું, ને જમણ પતી ગયું. બીજે દિવસે હું બાને મળી ત્યારે તેમણે કહ્યું કે "લોકો એમ વગરકામે ઘરનો તાલ જોવાને જ આવે, ને મારી ને મારા ઘરની ઠેકડી કરે, એ મારાથી તો ન સહેવાય. એવા લોકોને હું તો ન જ મળું. બાપુને મળવું હોય તો ભલે મળે." મને લાગે છે ગાંધીજીએ બાનો આ નિશ્ચય છોડાવવા એમને સમજાવી જોયાં, પણ એ તો એમના મતને વળગી રહ્યાં ને ગાંધીજીની એકે દલીલથી પલળ્યાં નહીં.

બીજે એક પ્રસંગે જમવાટાણે એક નાનકડો રમૂજી બનાવ બન્યો, તેની એ પ્રસંગ સાથે સંબંધ ધરાવનાર સહુની ઉપર ભારે અસર પડી. બાળકોની સાથે ગાંધીજી કેવી રીતે કામ લેતા, ને બાળકોને સંયમ શીખવવાની રીત વિષે એમનો કેવો ખ્યાલ હતો, એ પણ આ પ્રસંગ પરથી દેખાઈ આવ્યું.

ઘણાં નાનાં છોકરાં કરે છે એમ એક બાળકને ખાવા પરથી ઊઠવાનું ગમતું નહીં. જે ચીજો એને સૌથી વધારે ભાવી હોય તે એ વધારે ને વધારે માગ્યાં જ કરે; અને તેમ કરતાં કોઈ ટોકવા જાય તો રિસાય કે તોફાન કરે. ગાંધીજી એને સમજાવવાનો પ્રયત્ન કરી ચૂકયા હતા. પણ સાવ નાનું બાળક રહ્યું; એટલે એની ભૂખ પર પિતાની દલીલ શાની અસર કરે? આખરે એક દિવસ સાંજે બાપુએ એને કહી દીધું કે "તારે જેટલું ખાવું હોય તેટલું ખા." બીજાંઓને કહ્યું કે "કોઈએ એને ખાતો અટકાવવો કે ટોકવો નહીં." જમણ તો ચાલ્યું. આ બાળક હંમેશની ઢબે બેઠો હતો. ખવાય એટલું ખાઈ રહ્યા પછી ટેબલ પર માથું મૂકીને ઊંઘી ગયો. અમે બધાં જમી રહ્યાં તોયે ટેબલ સાફ કરવામાં ન આવ્યું. એટલામાં બાળક ઊંઘી ઊઠ્યો. બાપુ

કહે : “ હજુ કંઈ જોઈએ છે?” બાળકે હા પાડી, ને ફરી ખાવા માંડ્યું. અમે ટેબલ આગળ બેસી રહ્યાં. કોઈએ બાળકને ખાવામાં જરા પણ ઉતાવળ કરવાનું કહ્યું નહીં, ને વાતોમાં વખત પસાર કર્યો. છેવટે ભાઈસાહેબથી કશું ગળે ઉતારાય એવું રહ્યું નહીં. પેટ ઠાંસોઠાંસ ભરાયું હતું, એટલે રડવા માંડ્યું. ગાંધીજીએ એના તરફ જરાયે ધ્યાન ન આપ્યું. બા એને લેવા જતાં હતાં તેમને રોક્યાં. બાળક થોડીકવાર તો ધીરેધીરે રડ્યો, ને એણે ફરી ઊંઘી જવાનો પ્રયત્ન કર્યો; પણ પેટમાં બેચેની વધવા લાગી, ને છેવટે એને ઉપાડીને લઈ જવો પડ્યો. ગાંધીજીએ બહુ જ હેતથી, ધીરે રહીને એને પોતાના હાથમાં ઊંચકી, મેડે લઈ જઈ પથારીમાં સુવાડ્યો, ને બાને સોંપ્યો. લગભગ આખી રાત એની બેચેની ચાલુ રહી. પણ તે દિવસનો પાઠ એ કદી ભૂલ્યો નહીં. જમતી વેળા જે ચીજ આપવાની ના પાડવામાં આવે તે તેણે માગી હોય એવું ફરી કદી બન્યું નહીં.

સાંજના વાળુ પછી, જો બહારના કોઈ માણસો હાજર ન હોય તો, આખું કુટુંબ ભેળું બેસતું. ગાંધીજી અથવા એમની પાસે રહેતા છોકરાઓમાંનો કોઈ ગીતાના કેટલાક શ્લોક બોલે; ને મારા પતિ એડવીન આર્નલ્ડે કરેલા ગીતાના અનુવાદ ( The Song Celestial ) માંથી એ જ શ્લોકોનું અંગ્રેજી વાંચે. ગાંધીજી એમાંના અઘરા ભાગ અમને સમજાવે, ને તેના પર ચર્ચા થાય તેમાં સહુ ભાગ લઈ શકે. કેટલીકવાર પોલાક અને હું ગાંધીજી પાસેથી ગુજરાતી શીખીએ. બહારના મહેમાન આવેલા હોય તો જુદા જુદા દેશની ફિલસૂફીઓ વચ્ચે તુલના થાય, અને ઈશ્વરદર્શન ને તેની સાધનાના અનેક પ્રકારો વિષે ચર્ચા ચાલે. પૂર્વ પશ્ચિમના રિવાજો વચ્ચેનો ભેદ, અને દેશની જુદી જુદી પ્રજાઓની નોખી નોખી જીવનદૃષ્ટિ, એ વિષય તો અચૂક હંમેશાં નીકળે જ. એવી ચર્ચાઓમાં જે હાજર હોય તે લગભગ સહુ ભાગ લેતાં, ને દરેક જણનું કહેવું સરખા ધ્યાનથી સાંભળવામાં આવતું.



બીજો એક નોંધવા લાયક બનાવ આ જ અરસામાં બન્યો. ફિનિક્સ આશ્રમ વિષે આ પુસ્તકમાં આગળ પર વાત આવવાની જ છે. એક અંગ્રેજ ગાંધીજીની એ યોજનામાં જોડાયેલા, તે ફિનિક્સ છોડીને જોહાનીસબર્ગ પાછા ફર્યા હતા. ફિનિક્સમાં આશ્રમવાસીઓએ એમના પ્રત્યે જે વર્તન ચલાવેલું

તેની કડવી ફરિયાદ એમને કરવાની હતી. હું પણ ભવિષ્યમાં ક્યારેક ફિનિકસ જાઉં એવી વકી હતી; એટલે મિ. બ — ગાંધીજી જોડે 'હિસાબ ચૂકવી લેવાને' આવ્યા ત્યારે ગાંધીજીએ મને પણ હાજર રહેવા બોલાવી. મિ. બ — એ ગાંધીજી અને તેમના દેશભાઈઓને પેટ ભરીને ગાળો દીધી. ઓરડામાં ટેબલની એક બાજુએ એ આંટા મારતા હતા, ને બીજી બાજુ ગાંધીજી આંટા મારતા હતા. મિ. બ — એ કહેલી અડધી વાતો પણ સાચી હોય એમ મારા માન્યામાં આવ્યું નહીં; એવી અમાનુષી ને આઘાતજનક એ વાતો હતી. એમણે કહ્યું કે એમને તાવ આવતો હતો એ દરમ્યાન આશ્રમનાં બીજાં માણસોએ એમની જરા પણ કાળજી ન રાખી, એમને એકલાને માંદા પથારીમાં નાખી મૂકવામાં આવ્યા, કોઈએ એમની કશી સેવાશુશ્રૂષા ન કરી, એટલું જ નહીં પણ પ્યાલો પાણી પણ ન આપ્યું. ગાંધીજી કહે: "હું એ વાત સાવ સાચી માનતો નથી. ત્યાં સ — હતા, છ — હતા. એ તો તમને જોવા ને તમારી સંભાળ લેવા આવેલા જ ને? વળી હું જાણું છું કે વ — પણ દહાડામાં બેત્રણવાર તમારી પાસે આવતા હતા." મિ. બ — બરાડો પાડીને કહે: "ના, નહોતા આવતા. મને સાવ એકલો નાખી મૂકયો હતો. દિવસો સુધી કોઈ મારી પાસે આવ્યું નહોતું. હું તો ધરાઈ ગયો તમારા આશ્રમથી ને તમારા એ માણસોથી."

ગાંધીજીએ મિ. બ — ને દલીલથી સમજાવવાનો પ્રયત્ન કર્યો ને કહ્યું કે "તમને થોડા દિવસ તો ભાન પણ નહોતું, ને સહુએ તમારી શુશ્રૂષા કરી તમને સાજા કરવામાં મદદ આપી હતી." (આ વાત ખરી હતી એમ મેં પાછળથી જાણેલું.) ગાંધીજીએ એમને એમ પણ કહ્યું કે "અત્યારે તમને તમારા સાથીઓ પ્રત્યે રોષ ચઢ્યો છે એનું કારણ કંઈક અંશે તમારી માંદગી પણ છે; હજુ તમે બરાબર સાજા થયા નથી; ને પાછા સાજા થશો એટલે જિંદગીને ફરી જુદી રીતે જોતા થશો ને તમારા સાથીઓ પ્રત્યે ઉદારભાવે જોવા લાગશો." પણ મિ. બ — એ તો ગાંધીજીની દલીલો કે તેમના 'મીઠાં મીઠાં' મનામણાં કાને ધરવાની ના જ પાડી. એટલે એ જણ છૂટા પડ્યા. એક ધગધગતો રોષ મનમાં લઈને ગયા; ને બીજાને એ વાતનો વસવસો રહી ગયો કે એક માનવંતા સાથી તેમને છોડીને ચાલ્યા ગયા, ને તે પણ પોતાનો ભ્રમ ભાંગ્યાની ને દિલ દુભાયાની લાગણી લઈને ગયા.

ગાંધીજી બહુ થાકેલા ને વિચારમાં ગરકાવ થઈ ગયેલા દેખાતા હતા. મિ. બ — ના ગયા પછી મને કહે : " મિ. બ — ફિનિક્સ વિષે ને આપણે વિષે શું ધારે છે તે તમે સાંભળ્યું ને ?"

મેં કહ્યું : " એમણે કહી એવી ખરાબ સ્થિતિ ત્યાં હોઈ જ ન શકે. ત્યાં જે ગોરાઓ ને હિંદીઓ રહે છે તેમાંથી કોઇએ એક પથારીવશ માણસની સંભાળ સરખી ન લીધી એ વાત મારા માન્યામાં આવતી નથી. મિ. બ — કહે છે એવું ખરાબ ને નિર્દય વર્તન કોઈ માણસો કરે એવું હું માની શકતી નથી."

ગાંધીજી કહે : " મને લાગે છે એમની માંદગી હજુ ગઈ નથી. ને માંદા માણસ પોતે શું કહે છે એનું એમને પૂરેપૂરું ભાન થોડું જ હોય છે ?"

મેં કહ્યું : " પણ આવાં આરોપો ને ફરિયાદો લગભગ ત્રણ કલાક લગી સાંભળવાં પડ્યાં, એથી તમને કેટલું દુઃખ થયું હશે ! એ અતિશય દુઃખદ પ્રસંગ હતો.."

આ બનાવ બન્યો ત્યારે મેં ધારેલું તેના કરતાં એની વધારે અસર મારા મન પર થઈ હોવી જોઇએ. કેમકે આગળ જતાં જ્યારે હું પોતે ફિનિક્સ ગઈ ત્યારે ત્યાં વસવાટ શરૂ કરતાં મને ત્યાંના વાતાવરણનો ઊંડો ઊંડો ડર રહેતો હતો. અને હું ત્યાં થઈ તેના કરતાં વધારે સુખી થઈ શકત; પણ અજાણતાં સેવેલા ડરે જ કદાચ મને પૂરું ચેન પડવા દીધું નહીં હોય.

## : ૩ :

" ગાંધીજી ખ્રિસ્તી છે ?" જોહાનીસબર્ગમાં મારે પહેલે ઘેર મળવા આવનાર એક મહિલાએ પૂછ્યું.

" ખ્રિસ્તી એટલે ખ્રિસ્તી ધર્મમાં વિધિપૂર્વક દાખલ થયેલા ? કે ઇસુ ખ્રિસ્તના ઉપદેશને માનનાર ? ક્યા અર્થમાં તમે પૂછો છો ?" મેં સામું પૂછ્યું.

" ધર્માંતર કરીને ખ્રિસ્તી બનેલા જ તો," પેલી બહેને કહ્યું. " મને લાગ્યું, ને મેં સાંભળ્યું પણ છે, કે ગાંધીજી જન્મે ખ્રિસ્તી છે. ખરી વાત ?"

" ના રે !" મેં જોરથી કહ્યું. " હું તો જાણું છું કે તેઓ જન્મે ખ્રિસ્તી નથી, તેમ ખ્રિસ્તી ધર્મસંઘમાં સામેલ પણ થયા નથી. પણ તમે આ સવાલ શા સારુ પૂછો છો ?"

"થોડા દહાડા પર હું એમને વિષે કેટલીક બહેનપણીઓ સાથે વાત કરતી હતી. એમને ખ્રિસ્તી ધર્મશાસ્ત્રો આટલાં સરસ આવડે છે, ને ઇસુ ખ્રિસ્તનાં વચનો ટાંકવાનો શોખ લાગે છે, એનું અમે કૌતુક કરતાં હતાં; ને એનું કારણ શું હશે એનો વિચાર કરતાં હતાં. મારી બહેનપણીઓને લાગ્યું કે ગાંધીજી ખ્રિસ્તી હોવા જોઇએ."

એ બહેનના ગયા પછી મેં એના શબ્દો પર વિચાર કર્યો. વાત સાવ સાચી હતી; ગાંધીજી ઇસુનાં વચન અને ઉપદેશ ઘણીવાર ટાંકી બતાવતા હતા. ઇસુના ગિરિપ્રવચનમાં સમાયેલો ઉપદેશ એમના મનમાં રમી રહેલો લાગતો હતો, ને એમાંથી એમને માર્ગદર્શન અને પ્રેરણા મળતાં. આ વસ્તુ મને વિચિત્ર લાગી નહોતી, કેમકે વિલાયતમાં મારા કુટુંબમાં મેં વાતચીતમાં બાઇબિલનાં વચનો બોલાતાં એટલાં બધાં સાંભળેલાં કે એ સાવ મામૂલી વાત લાગતી હતી. એટલે, એક હિંદુના મોંમાંથી ઇસુનાં વચનો ઉચ્ચારાતાં સંભળાય એ વિચિત્ર લાગે ખરું, એ મારા ધ્યાનમાં આજ સુધી આવ્યું નહોતું. મેં મનમાં ને મનમાં અનેક વાતો યાદ કરી, અને શહેરમાં ગાંધીજીની ઑફીસ હતી તેનો વિચાર કરી જોયો. એમના ટેબલની ઉપરના ભાગમાં ભીંતે ઇસુની મુખાકૃતિનું સુંદર ચિત્ર ટાંગેલું હતું તે મને યાદ આવ્યું. એ ચિત્ર મેં પહેલીવાર જોયું ત્યારે ગાંધીજીને કહેલું: "વાહ! કેવું સુંદર છે!"

મને એ પણ યાદ આવ્યું કે એમની ઓફીસમાં બુદ્ધ કે કૃષ્ણની છબિ નહોતી; ભીંત પર બીજી ત્રણ જ છબિઓ હતી. એને વિષેની વીગતો થોડા વખત પછી મારા જાણવામાં આવી. એક છબિ હિંદના મહાન સમાજસુધારક ન્યાયમૂર્તિ રાનડેની હતી. બીજી દીનદલિતોનાં સદાનાં ભેરુ અને અન્યાયનાં શત્રુ મિસિસ બેસંટની હતી. ત્રીજી છબિ 'ઇંપીરિયલ ગેઝીટિયર ઑફ ઇંડિયા'ના સંપાદક સર વિલિયમ વિલસન હંટરની હતી; તેમણે હિંદીઓની ગિરમિટ સામે લંડનના 'ટાઇમ્સ' પત્રમાં ઘણું સખત લખાણ કર્યું હતું, ને એ પ્રથાને અર્ધ-ગુલામી કહી હતી. આ ઉપરાંત ઘેર 'હિંદના દાદા' દાદાભાઈ નવરોજીની એક મોટી છબિ હતી. તેમણે ખોબા જેટલા હિંદી ને યુરોપિયન મિત્રોની સાથે મળીને હિંદી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના કરી હતી. એમની વૃદ્ધાવસ્થામાં હું એમને લંડનમાં મળેલી; અને ફરી વરસો પછી હિંદમાં વરસોવાના વિશ્રામસ્થાનમાં એમના નિવૃત્તિકાળ દરમ્યાન મળવા ગઈ હતી. આજે મને મનમાં થાય છે કે

દાદાભાઈ પ્રગતિશીલ ને દીર્ઘદર્શી દેશનેતા હતા ખરા, છતાં હિંદનું ભાવિ ઘડવામાં મહાસભા કેવું પ્રચંડ સાધન થઈ પડશે એની કલ્પના તેમને પણ કદાચ નહીં આવી હોય. મને એ પણ ખાતરી છે કે મહાસભાના સભ્યોનાં લાખે લેખાં થાય એવડી મોટી ને વિશાળ એ બની હશે ત્યારે પોતાને એનું નેતૃત્વ લેવાનો પ્રસંગ આવશે એવો ઝાંખો ખ્યાલ પણ ગાંધીજીને, હું જે વખતની વાત કરું છું તે વેળા, નહીં આવ્યો હોય. દાદાભાઈ નવરોજીનું સ્થાન ગાંધીજી લેશે એવો ખ્યાલ તે વેળા સ્વપ્ને પણ ક્યાંથી આવી શકે ? આ બધી છબિઓ જેઓ પીડિતોની મુક્તિ માટે લડી રહ્યાં હતાં ને તેથી જેમને વિષે ગાંધીજીના મનમાં પ્રેમ અને આદર હતા તેવાંની હતી. પણ એમની ઑફીસના ઓરડાના મધ્યભાગમાં, જાણે તેના પર રાજ્ય ચલાવી રહી હોય એવી રીતે, ગાંધીજી ટેબલ પર બેસીને કામ કરે ત્યારે શાંતિથી તેમના પર દૃષ્ટિપાત કરતી છબિ તો ઈસુની મુખાકૃતિની હતી.

તે દિવસે સાંજે ગાંધીજી ઘેર આવ્યા ત્યારે મેં બપોરે પેલી બહેનની સાથે મારે થયેલા સંવાદની વાત એમને કરી.

તેઓ સહેજ હસ્યા. તેમણે કહ્યું : “ એક કાળે ખ્રિસ્તી ધર્મ અંગીકાર કરવાનો વિચાર હું ખરેખર કરી રહ્યો હતો એ સાચું. ઈસુની મુખાકૃતિ કેટલી સૌમ્ય, કેટલી શાંત, કેટલી દયાવાન, કેટલી પ્રેમાળ, કેટલી ક્ષમાશીલ છે ! આપણને કોઈ ગાળ દે કે તમાચો મારે ત્યારે ગાળ કે તમાચાથી જવાબ ન દેતાં બીજો ગાલ ધરવાનો ઉપદેશ તેમણે તેમના અનુયાયીઓને કર્યો; ત્યારે એમના હૃદયમાં કેટલી ક્ષમા છલકાતી હશે ! મને થયું કે પૂર્ણ મનુષ્ય કેવો હોય એનું આ એક સુંદર દૃષ્ટાન્ત છે. ”

મેં પુછ્યું : “ પણ તમે ખ્રિસ્તી ધર્મ અંગીકાર કરેલો નહીં ? ”

“ ના, ” જરાક વિચાર કરીને તેઓ બોલ્યા. “ મેં કેટલોક વખત તમારાં ધર્મશાસ્ત્રો વાંચ્યાં. તેના પર ઊંડો વિચાર પણ કર્યો. ખ્રિસ્તી ધર્મ મને ઘણો જ આકર્ષક લાગ્યો. પણ આખરે હું એવા નિર્ણય પર આવ્યો કે તમારાં ધર્મશાસ્ત્રમાં ખરેખર એવું કશું નથી જે અમારાં પોતાનાં શાસ્ત્રોમાં પણ ન હોય; અને હું જો સારો હિંદુ બનું તો એનો અર્થ એ પણ થાય કે હું સારો ખ્રિસ્તી બન્યો છું. ઇસુના ઉપદેશની સુંદરતા સમજવાને કે તેમના

દૃષ્ટાન્તનું અનુકરણ કરવાને તમારા ધર્મસંઘમાં જોડાવાની જરૂર છે એમ મને ન લાગ્યું."

ગાંધીજી ઇસુના દૃષ્ટાન્તનું અનુકરણ કરવાનો કેટલો તનતોડ પ્રયત્ન કરી રહ્યા હતા એનો વિચાર કરતાં મને થયું કે તેઓ કહે છે તે વાત સાચી છે.

મેં કહ્યું: "બેશક માણસ કયા નામની છાપ પોતાને લગાડે છે એ નહીં, પણ તે પોતે મનથી કેવો છે ને કેવું આચરણ કરે છે એ મહત્ત્વની વસ્તુ છે. પણ મને એટલું કહો કે માણસે એક ધર્મ છોડીને બીજા ધર્મમાં જવું જોઈએ — એટલે કે ધર્માન્તર કરવું જોઈએ — એમ તમે માનો છો ખરા?"

તેમણે પૂછ્યું: "તમને પોતાને શું લાગે છે?"

મેં કહ્યું: "કોણ જાણે કેમ પણ મને એ ગમતું નથી. મારાથી તો એવું ધર્માન્તર ન કરી શકાય."

"મને લાગે છે એ બરાબર છે. માણસ જો પોતાના ધર્મનું હાર્દ પકડી શકે તો તેણે બીજા ધર્મોનું હાર્દ પણ પકડ્યું ગણાય. ઈશ્વર એક છે, પણ તેને પહોંચવાના રસ્તા ઘણા છે."

થોડી વાર થંભીને મેં કહ્યું: "કર્મ અને પુનર્જન્મની વાત સાચી હોય તો આપણે જે ધર્મને લાયક હોઇએ તેમાં, આપણા વિકાસને માટે એ કાળે સહુથી અધિક અનુકૂળ હોય તેમાં જ, જન્મીએ છીએ. એટલે આપણે ધર્મ ન બદલવો જોઇએ."

ગાંધીજી કહે: "ખ્રિસ્તી ધર્મના શિક્ષણમાં તમને આવશ્યક તત્ત્વ કયું લાગે છે?"

"મને બે ત્રણ સૂઝે છે. પણ આ પળે તો મને સૌથી અગત્યનું તત્ત્વ પ્રેમ લાગે છે. 'તમારો ગુરુ એક છે — ઇસુ ખ્રિસ્ત; અને તમે સહુ ભાઈ ભાઈ છો;' એ શબ્દોમાં એ પ્રેમનો સિદ્ધાન્ત વર્ણવાયેલો છે."

ગાંધીજી કહે: "હા. અને હિંદુ ધર્મ પણ એ જ મહાસત્ય શીખવે છે. અને ઇસ્લામ, તથા જરથોસ્તી ધર્મ પણ."

હિંદુસ્તાનમાં ચાલતા જાતિભેદ વિષે મેં જે વાતો વાંચેલી ને સાંભળેલી તે મને યાદ આવી. હિંદુ ધર્મ અને ભ્રાતૃત્વ બેનો સંયોગ કેમ હોય એ વિષે મને શંકા હતી.

થોડીક વાર થંભીને મેં કહ્યું :

"તમે શું એમ માનો છો કે ખ્રિસ્તી ધર્મની પેઠે હિંદુ ધર્મ પણ એમ શીખવે છે કે 'માણસમાત્ર ભાઈ ભાઈ છે'?"

"કોઈ પણ ધર્મના સિદ્ધાન્તોના જે અધૂરા અર્થો માણસો ઘટાવે છે તે જ એ ધર્મનું સાચું શિક્ષણ છે એમ ન માની લેવું જોઈએ. ખ્રિસ્તી જગત આજે ભાઈ ભાઈની પેઠે રહે છે એમ તો તમે મને નહીં કહોને; કે કહેશો? એ જગતમાં કેટલી લડાઈઓ, કેટલાં ઝેરવેર, કેટલી નિર્ધનતા, ને કેટલા ગુના ચાલી રહ્યાં છે તેનો વિચાર કરો!"

"એ સાચું. હું માનું છું કે માણસજાતના આદર્શો તેના આચરણથી ઘણા આગળ પહોંચેલા હોય છે; અને દુનિયાના કોઈ પણ ભાગમાં જુઓ તો સ્ત્રીપુરુષો લગભગ એકસરખાં જોવામાં આવે છે."

"આપણે આદર્શો પ્રાપ્ત કરી શકીએ તો એ આદર્શ ન રહે. પછી આપણે કશાની પ્રાપ્તિ માટે પુરુષાર્થ કરવાનો ન રહે."



એક ચિત્ર મારી નજર આગળ ખડું થાય છે. કંઈક ગંભીર પ્રસંગ હતો, ને ગાંધીજી ઘણું કરીને જનરલ સ્મટ્સને મળવા જતા હતા. મારા પતિ અને હું જોહાનીસબર્ગ સ્ટેશને એમને વળાવવા ગયાં હતાં. કેટલાંક અગત્યનાં કામો અધૂરાં હતાં તેને વિષે ગાંધીજી મારા પતિને છેવટની સૂચનાઓ આપતા હતા. ગાડી ઊપડવાની તૈયારીમાં હતી એટલામાં હું તેમના તરફ ફરી, ને મેં પૂછ્યું : "હું કરી શકું એવું કંઈ ખાસ કામ છે?" પ્રશાન્ત ગાંભીર્યથી તેમણે કહ્યું : "હા, મારે માટે પ્રાર્થના કરજો." સાચા હૃદયથી કરેલી પ્રાર્થના વિષે તેમને અપાર શ્રદ્ધા હતી. અને એમાંયે સ્ત્રીની પ્રાર્થના સૌથી વધારે નિઃસ્વાર્થ હોય છે એમ તેમને કેટલીકવાર લાગતું.



હિંદુ ધર્મમાં જીવનની જુદી જુદી અવસ્થાઓના ભાગ પાડનારી જે આશ્રમવ્યવસ્થા છે તેની ઉપયોગિતા ગાંધીજી ઘણીવાર સમજાવતા : બચપણનો સમય; તેમાં બાળકને માતપિતાની હૂંફ અને કાળજીભરી દેખરેખમાં ઊછરવાનું હોય. પછી વિદ્યાર્થીદશા, અથવા બ્રહ્મચર્યાશ્રમ; તેમાં વિકાસ પામતા

શરીર ઉપર બુદ્ધિ અંકુશ મેળવવા લાગે છે. પછી ગૃહસ્થાશ્રમ; તેમાં માણસને કુટુંબના નિર્વાહની જવાબદારી ઉઠાવવી પડે છે, અને સ્ત્રી તથા બાળકની સંભાળ પાછળ પોતાની જુવાનીની બધી શક્તિ વાપરવી પડે છે. છેવટે, વાનપ્રસ્થ અને સંન્યાસ. માણસ સખત પરિશ્રમનો કાળ પૂરો કરે તે પછી એવો સમય આવે છે જેમાં તે સંસારમાંથી, તથા તેની મૂંઝવણો, ચિન્તાઓ ને મહેનતોમાંથી નિવૃત્તિ લઈ શકે છે; અને ચિન્તન અને ધ્યાન માટે એકાંતમાં જઇ આત્મા ને પરમાત્માના દર્શન માટે સાધના કરી શકે છે. એકવાર ગાંધીજી આ વિષયનું વિવેચન કરતા હતા તેનો જવાબ દેવાને હું બોલી ઊઠી: "એ તો બધું બરાબર છે. એ વાત સાંભળતાં તો સરસ ને સુંદર લાગે છે. પણ સ્ત્રીઓની સ્થિતિ વિષે શું કહ્યું છે? તમે જે છેલ્લી અવસ્થા ગણાવી તેમાં સ્ત્રીને શું સ્થાન? હિંદુ તત્ત્વવિચારમાં સ્ત્રીને માટે એવો કાળ તો કદી આવતો નથી લાગતો, જ્યારે સ્ત્રી સંસારની ચિન્તાઓ કોરે મૂકીને આત્મજ્ઞાનની સાધનામાં પરોવાઈ શકે, ને એમ કરીને પરલોકને માટે પોતાના આત્માને તૈયાર કરી શકે."

"ઓહો," ગાંધીજીએ હાથ ઊંચો કરી આંગળી ચીંધીને કહ્યું. (એમ કરવાની એ દિવસોમાં એમને ટેવ હતી.) "એની ખૂબી તમે સમજ્યાં નહીં. સ્ત્રીને જંગલમાં જઈ એકાન્ત સેવવાની, કે ઈશ્વરચિન્તન કરવા માટે સંસારનો ત્યાગ કરવાની, જરૂર જ નથી. એ તો પરમેશ્વરને નિરંતર જુએ છે. પુરુષ સાથેનું વિવાહિત જીવન અને બાળકોની સંભાળ એ સિવાય સ્વર્ગની તૈયારી માટે બીજી કોઈ નિશાળે જવાની એને જરૂર નથી."

"હા," હું પાછી વચ્ચે બોલી ઊઠી. "પણ પુરુષ શાંતિમાં ધ્યાન ધરવા કે આત્મા સાથે સમાધિ સાધવા બેસે તે દરમ્યાન સંસારનો ભાર વહ્યાં કરવાનું સ્ત્રીને પસંદ ન હોય તો? તેને પણ ધ્યાન અને ચિન્તનનો કાળ શા સારુ ન મળવો જોઇએ? પુરુષે પોતાને માટે આવા નિયમ બનાવ્યા; તેમાંથી સ્ત્રીને શા સારુ બાતલ રાખી?"

"એને જરૂર નહોતી તેથી," ગાંધીજીએ સહેજ હસતાં હસતાં કહ્યું. હું ચૂપ રહી, પણ મારા મનને સન્તોષ થયો નહીં.

બીજે એક પ્રસંગે સ્ત્રીઓની સ્થિતિ વિષે ચર્ચા ચાલતી હતી, તેમાં ગાંધીજીએ કહ્યું કે પશ્ચિમમાં સ્ત્રીને અપાયું છે તેના કરતાં ઊંચું સ્થાન પૂર્વમાં તેને અપાયેલું છે.

મેં કહ્યું: "એ વાત મારે ગળે ઊતરતી નથી. પૂર્વે એને પુરુષની ાખેદાર બનાવી છે. ત્યાં એને પોતાના વ્યક્તિગત જીવન જેવું કંઈ હોય એમ ખાતું નથી."

ગાંધીજી કહે: "તમે ભૂલો છો. પૂર્વે સ્ત્રીને પૂજ્ય ગણી છે. સાવિત્રી ને ત્યવાનની કથા તમે સાંભળી નથી? સત્યવાનના મરણ પછી સાવિત્રી તિને પાછો મેળવવા યમરાજ સાથે ઝૂઝી હતી એ તો જાણો છો ને? તેને ણી કઠણ લડત લડવાની હતી. પણ તેણે ભારેમાં ભારે હિંમત, ધૈર્ય, અને ાન બતાવ્યાં; અને છેવટે, ઘણા કષ્ટ પછી, પતિને પાછો મેળવ્યો."

મેં કહ્યું: "પણ મને એ જ જરૂરનો મુદ્દો લાગે છે. તમારી પુરાણકથા- ોમાં સ્ત્રીને પુરુષની સેવા કરતી કલ્પેલી છે. પુરુષને માટે યમરાજ જોડે ઝવાનું પણ સ્ત્રીને માથે. અમારી પુરાણકથામાં, અથવા કહો કે અમને જે હાકાવ્ય પ્રિય છે તેમાં, પુરુષ ઓરફિયુસ પોતાની પત્ની યુરીડીસીને માટે ઝે છે ને જીતે છે. પત્નીની સેવા એણે કરી, ને એણે જ એને ઉગારી. એ ાદર્શ ત્યારથી ટકી રહ્યો છે. પશ્ચિમે એ ભલે ખરાબ રીતે વ્યકત કર્યો હોય, ણ એનો એ આદર્શ તો છે જ એમાં શંકા નથી."

ગાંધીજીએ પૂછ્યું: "તમે એમ માનો છો કે સ્ત્રીને મોટામાં મોટી વિજેતા ાલેખવામાં આવે છે, ને તેને રક્ષક તરીકે પૂજવામાં આવે છે, એથી એને લકું કે ગૌણ પદ અપાય છે?"

મેં કહ્યું: "એ વાત સિદ્ધાન્ત તરીકે સરસ છે. પણ પૂર્વમાં હું એને ્જાયેલી જોતી નથી. હું તો એને કોઈ ને કોઈ પુરુષની ભોગવૃત્તિ સંતોષવા ાથતી જોઉં છું."

ગાંધીજી કહે: "એનું કારણ એ નથી કે તમે હજુ એ વાત સમજ્યાં જ થી? જીવનના મોટા મોટા વિષયોમાં તે પુરુષની સમોવડી કે તેનાથી ચડિયાતી ે. નાની નાની બાબતોમાં કદાચ તે પુરુષની સેવા કરતી હશે; પણ નાનાની ેવા કરવી એ મોટાનો અધિકાર નથી?"

મેં પૂછ્યું: "પણ પુરુષો એમ માને છે ખરા? પુરુષ ખુરસી પર બેઠો ેઠો ખાય ને સ્ત્રી પાછળ ઊભી રહે એવો રિવાજ હોય, ત્યારે એમ કહેવાય ખરું કે પુરુષ સ્ત્રીને ઓછામાં ઓછું પોતાની સમોવડી માને છે?"

ગાંધીજીએ સહેજ સ્મિત કરતાં કહ્યું: " આભાસને સત્ય ન માની લો. પુરુષો એ આદર્શને પહોંચ્યા નથી એ સાચું, પણ લગભગ બધા પુરુષને મનમાં તો એનું ભાન હોય જ છે."

: ૪ :

અમારા નાનકડા પરિવાર માટે આ પ્રમાણમાં શાંતિનો કાળ હતો, પણ તે લાંબો ચાલ્યો નહીં. હું જોહાનીસબર્ગમાં આવી તે પછી ચારેક મહિને ગાંધીજીએ ત્યાંનું ઘર છોડી દેવાનો, અને કુટુંબને માટે સાદી રહેણી સ્વીકારવાનો નિશ્ચય કર્યો. તેની સાથે તેમને ફિનિક્સ જઈ ત્યાંનો નાનો આશ્રમ ખીલવવાનું પણ મન થયું. એટલે અમે ઘર છોડી દીધું. કેટલુંક રાચરચીલું વેચી દીધું, કેટલુંક ડરબન મોકલ્યું, ને કેટલુંક એક જગાએ મૂકી રાખ્યું. હું કુટુંબની જોડે ડરબન ગઈ. મારા પતિ ઘર ખાલી કરવા પાછળ રહ્યા. એમને અઠવાડિયા પછી આવવાનું હતું.

હું દક્ષિણ આફ્રિકા આવી તે પહેલાં વરસેક અગાઉ ફિનિક્સની જમીન ગાંધીજીના હાથમાં આવી હતી. સોએક એકર જેટલી ફળદ્રુપ જમીન હતી, ને ડરબનથી ચૌદેક માઈલ દૂર હતી. તે વેળા તેની આસપાસ નાતાલના ઉત્તર કાંઠાની શેરડીના વાવેતરવાળી જમીન આવેલી હતી. આ જમીન પર ટૉલસ્ટૉયના સિદ્ધાન્ત પ્રમાણે એક આશ્રમ સ્થાપવામાં આવ્યો હતો. ગાંધીજીએ કેટલાક આદર્શવાદી માણસોને સમજાવી ત્યાં પહેલવહેલો વસવાટ કરવા મોકલ્યા હતા. તેમાં હિંદી અને ગોરા બંને હતા. સાથે કામ કરવું ને પોતાના આદર્શોને આચરણમાં ઉતારવા એવો એ લોકોનો ઇરાદો હતો. ત્યાં એક છાપખાનું પણ ઊભું કરવામાં આવ્યું હતું. સાપ્તાહિક ' ઈંડિયન ઓપીનિયન ' તેમાં છપાતું, ને દક્ષિણ આફ્રિકાના જુદા જુદા ભાગમાં તેમજ પરદેશમાં તેની નકલો રવાના કરવામાં આવતી. અહીંથી છાપખાનું ને પ્રકાશનનું કામ સફળતાથી ચલાવી શકાશે એવી આશા રખાતી હતી. આશ્રમ બને એટલો સ્વાવલંબી થાય એવી ધારણા હતી, અને જીવનની જરૂરિયાતો ઘટાડી ઓછામાં ઓછી રાખવાની હતી. આશ્રમના દરેક સભ્યને અથવા કુટુંબકબીલાવાળા દરેક ગૃહસ્થને પોતાના વાપર અને ખેડાણ માટે બે એકર જમીન, ને રહેવા માટે સાદું ઘર આપવાની યોજના હતી. કોઈ સભ્ય ઘર કે જમીન ખાલી કરે તો તે વેચાય નહીં, પણ બીજા કોઈ સભ્યને અપાય, એવો નિયમ હતો.

સાદી ઢબે ચાલતી એક નિશાળ હોય; તેમાં વિદ્યાર્થીઓને સામાન્ય નિશાળના જેવા પ્રાથમિક વિષયો શીખવાય; પણ મુખ્ય શિક્ષણ ચારિત્રના ઘડતર માટે, અને સૃષ્ટિસૌંદર્યમાં તથા પોતાના આત્મામાં ઈશ્વરનું દર્શન કરતાં શીખવવા માટે અપાય; કોઈ પણ સાંપ્રદાયિક ધર્મતત્ત્વો ન શીખવાય; અને જે થોડાક વિષયો રખાય તેમાં પણ, બાળકોને પૂરું વ્યક્તિસ્વાતન્ત્ર્ય મળે એટલા માટે, પૂરતી છૂટછાટ મૂકવામાં આવે; એવી યોજના હતી.

એક રુગ્ણાલય પણ રાખવું, ને તેમાં 'કુદરતી' ઉપચારો જ કરવા, એવો નિશ્ચય થયો હતો. આરામ અને ચોખ્ખી હવા; ઉપવાસ; પાણી, સ્ટીમબાથ, સૂર્યસ્નાન, માટીની લોપરી વગેરે સાધન દ્વારા શરીરની આંતરશુદ્ધિ; અને સૌથી વધારે અગત્યની વસ્તુ તે, દુનિયાની ચિંતા ને ધમાલમાંથી નીકળી શાંતિ ને સૌંદર્યનું સ્વસ્થપણે ચિન્તન કરી શકાય એવા વાતાવરણમાં સ્થાનાંતર; આ ઉપાયો યોજીને દરદીનું શરીર, મન અને આત્માનું ગયેલું સ્વાસ્થ્ય પાછું મેળવી શકાશે, એવી આશા હતી.

આશ્રમની પેલી પાર મકાનોમાં ઝુલુ ખેડૂતોનાં થોડાંક નાનાં ઝૂંપડાં, ને નેટિવ મિશન કૉલેજની ઇમારતો, એટલું જ હતું. કૉલેજ એએક માઇલ દૂર હતી, ને ઝુલુઓ પોતે તે ચલાવતા. આશ્રમ અને રેલવે સ્ટેશનની વચ્ચે હજારો એકરના વિસ્તારવાળું શેરડીનું વાવેતર હતું. આગળ જતાં શેરડીને બદલે 'વૉટલ' ( એક જાતનો બાવળ ) વવાતું થયું; તેને લીધે સ્ટેશન અને આશ્રમ વચ્ચે આવજા કરનાર માણસોને ગરમીને દહાડે સુખદ છાયા મળી રહેતી. રેલવે સ્ટેશનથી થોડીક મિનિટને આંતરે એક રેઢિયાળ પરચૂરણિયા દુકાન હતી, તે બાદ કરતાં ચીજોની ખરીદી માટે કશી સવડ નહોતી, અને માલ બધો ડરબનથી લાવવો પડતો. શરૂઆતના આશ્રમવાસીઓને ખોરાકની તાજી ચીજો કદી મળતી નહીં કહીએ તો ચાલે. માખણ પણ ડબામાં લાવવું પડતું, અને ઘણીવાર તે ફિનિક્સ પહોંચે ત્યાં સુધીમાં તેનું નર્યું ઘી બની જતું.

આશ્રમમાં બંગલા ઘાટનાં આઠેક મકાન હતાં. તે ટીનનાં પતરાંનાં બનાવેલાં હતાં; ને જેવાતેવા લાકડાના થાંભલાથી છાપરાને ટેકો આપેલો હતો. અંદર છત જેવું તો કશું હોય જ શાનું ? ગાંધીજીનો બંગલો બીજાના કરતાં સહેજ મોટો હતો એ સિવાય તેમાં ને બીજા બંગલામાં કશો ફરક ન હતો. એમાં એક મોટો ઓરડો હતો, તે રહેવા ને જમવાના વાપરમાં આવતો;

બે નાના સૂવાના ઓરડા હતા; રસોડા માટે એક નાની ઓરડી હતી; અને નહાવા માટે એકઢાળિયા છાપરાવાળી એક ઓરડી હતી. નહાવાની ઓરડીની યોજના સાદી, અણઘડ, પણ યુક્તિવાળી હતી. પતરાના છાપરામાં મોટું કાણું પાડેલું, ઉપર બાગમાં પાણી છાંટવાની ઝારી લાકડાના કકડા પર સમતોલ રહે એમ ગોઠવેલી, અને ઝારીને દોરીનો એક ટુકડો લગાડેલો. ઝારીમાં પાણી ભરીને તેને બરાબર ગોઠવી હોય, તો પછી પેલા છાપરાના કાણા નીચે ઊભા રહી દોરી ખેંચવાથી નકલી 'શાવરબાથ' મળી શકતો. ગાંધીજીના બંગલાનું છાપરું અગાસી જેવું સપાટ હતું. તેના પર પવન રોકવા માટે એક ખસેડી કે સંકેલી શકાય એવો પડદો રાખેલો; તેથી અગાસીમાં સૂઈ જનારને ગમે ત્યારે કોઈ પણ દિશાએથી આવતા પવનના ઝપાટા સામે રક્ષણ મળી રહેતું. અગાસીમાં જવા માટે નિસરણીના આકારની સીડી હતી. ગાંધીજી અને છોકરાઓ વરસાદ ન હોય ત્યારે લગભગ હંમેશાં આ અગાસીમાં જ સૂઈ જતા.

આશ્રમમાં સફાઈની વ્યવસ્થા પણ એવી જ અણઘડ ને ગામડી હતી. દરેક બંગલા માટે એક નાનકડું પાયખાનું જુદું રાખવામાં આવેલું; ને તેમાં ડોલો રાખવામાં આવતી. પોતાના પાયખાનાની વપરાયેલી ડોલો અમુક નક્કી કરેલી જગાએ ખાલી કરવાની ફરજ દરેક ઘરવાળાને માથે નાખેલી હતી. આગળ જતાં ગાંધીજીએ પાયખાનાસફાઈની કંઈક વધારે વ્યવસ્થિત ને અતિશય સંતોષકારક પદ્ધતિ યોજેલી; અને સાબરમતી આશ્રમમાં તેઓ એ જ પદ્ધતિ મોટા પ્રમાણમાં ચલાવી રહ્યા છે એમ હું માનું છું. ગાંધીજીને જે કામો કરવાનું વિશેષ ગમે છે, ને જે કામો કરવાની તેમને હંમેશાં ઝંખના રહી છે, તેમાં નમૂનેદાર ભંગીકામને પણ સ્થાન છે!

ફિનિક્સના પ્રથમ દર્શનથી હું નિરાશ ને નાસીપાસ થઈ ગઈ. બાને પણ શહેર છોડીને અહીં આવવું ગમેલું નહીં. શહેરમાં ઘર ને માણસની સગવડો હતી, જ્યારે અહીં આશ્રમમાં સગવડ તો ક્યાંથી જ હોય? જે થોડી સગવડો હતી તેનું પૂરું ઠેકાણું નહીં. અમે પહોંચ્યાં તે રાતે એક નાના ઓરડામાં અમે સાથે સૂઈ રહ્યાં, ને કલાકો સુધી વાતો ને બબડાટ કરતાં જાગતાં પડી રહ્યાં. અમે મનથી ને શરીરથી થાકીને લોથ થઈ ગયેલાં તેની પણ અસર કદાચ હશે. બે દહાડા ને એક રાત ટ્રેનમાં ગાળેલાં; અને ટ્રેનમાંથી ઊતર્યા પછી,

ખરાબ પ્રદેશમાં જેમતેમ બનાવેલા રસ્તા પર બે પાકા માઇલ ચાલવું પડેલું. રસ્તો દેખાડવા એક ટગમગતો દીવો લઇને કોક અમારી આગળ ચાલતું હતું એટલું જ અજવાળું. મનમાં સાપની બીક તો આખે રસ્તે લાગ્યાં કરે. સૌથી નાનો છોકરો પણ થાકી ગયેલો, તે રડવા પર ચડેલો. એમ કરતાં મુકામે પહોંચ્યાં ત્યાં પથારીઓ વગેરે સૂવાની તૈયારી અમારે જ કરવી પડેલી.

પરોઢિયે ચારેક વાગે, સહેજસાજ અજવાળું થવા લાગ્યું હતું તેવામાં, ગાંધીજી સીડી ઊતરીને આવ્યા ને અમારા ઓરડાની બહાર આંટા મારવા લાગ્યા. થોડી વારે એમણે જાણ્યું કે અમે ઊંઘી ગયાં નથી પણ અડધાં ઊંઘમાં ને અડધાં જાગતાં પડ્યાં છીએ, એટલે તેઓ બોલ્યા, ને અમને પૂછ્યું કે "તમારે ખરેખર શું શું જોઈએ છે?" એમના અવાજમાં ચિન્તાની નિશાની હતી. આગલી રાતે અમે જે નિરાશા ને નાખુશી બતાવેલી તેનાથી તેઓ બહુ અસ્વસ્થ થયા હોય એમ સ્પષ્ટ દેખાતું હતું. બાએ ગુજરાતીમાં જવાબ આપ્યો, ને પછી બેની વચ્ચે જે વાતચીત થઈ તે હું સમજી ન શકી. છેવટે ગાંધીજીએ અમને કહ્યું કે "તમે ધીરજ રાખો. અહીં જે કંઈ વસ્તુઓ છે તેમાંથી કેટલી સગવડ ઊભી થાય છે તે જોઇએ. તમારે જે કંઈ બીજી ચીજો ખરેખર જરૂરની હશે તે મંગાવી આપીશું." પણ છેલ્લા વાક્યનો મર્મ 'જરૂરની' એ શબ્દમાં હતો; કેમકે અમે તો ઘણીયે વસ્તુઓ માગીએ, પણ તે જરૂરની છે ને તેના વિના ન જ ચાલી શકે એમ અમારાથી પુરવાર કરી શકાય એમ નહોતું. આમ ફિનિક્સમાં અમારું અતિશય સાદાઇવાળું જીવન શરૂ થયું.



એક દિવસ બા, હું, ગાંધીજી અને પોલાક એટલાંને ડરબનમાં એક મધ્યમ વર્ગના મુસલમાન ઘરમાં નાનકડી મિજબાનીમાં જમવા જવાનું નોતરું મળ્યું. એ ઘરવાળા ગૃહસ્થને બે પત્ની હતી (એવા દાખલા મારા જોવામાં બહુ ઓછા આવ્યા છે) અને સ્ત્રીઓ ઓઝલ પાળતી હતી. યજમાને તો યોજના કરેલી કે હું અંગ્રેજ સ્ત્રી રહી એટલે મારે પુરુષોની સાથે જમવા બેસવું. પણ પોલાકે અને ગાંધીજીએ મને ચીડવવી હોય એવી રીતે કહ્યું કે "તમારી જગા તો સ્ત્રીઓની સાથે છે." એટલે હું ત્યાં ગઈ. ત્રણ કલાક પછી અમે પાછાં જવા નીકળ્યાં ત્યારે મને કંટાળો ઊપજેલો તેની ચીડ મેં કાઢી. સ્ત્રીઓમાં અંગ્રેજી બોલનારું બા સિવાય કોઈ ન મળે, એટલે મારે તો ઘણોખરો વખત એકલી

મૂગી મૂગી બેસી રહેવું પડેલું. ગાંધીજી મને એને વિષે ખીજવવા લાગ્યા, પણ સાથે કહ્યું કે "તમે પુરુષોની સાથે બેઠાં હોત તો જેટલું શીખી શકત તેના કરતાં થોડીક સ્ત્રીઓ સાથે — તેઓ અંગ્રેજી નહોતી બોલી શકતી છતાં — પુરાઈ રહ્યાં, એથી તમને વધારે જાણવા મળ્યું કે નહીં તેનો વિચાર કરી જુઓ." પાછળથી મેં એ વાતનો વિચાર કર્યો તો મારે કબૂલ કરવું પડ્યું કે મેં જે કુટુંબ જોયું તે જરાયે શ્રીમંત નહોતું, તોપણ તેમાં ભારે સુશિક્ષિત નહીં તોયે બુદ્ધિશાળી એવી, આધેડ વયની બે સ્ત્રીઓ એક જ પતિની સ્ત્રીઓ તરીકે હળીમળીને રહેતી હતી. અનેકપત્નીવિવાહનું મારું એ પ્રથમ દર્શન હતું; અને મેં જોયો એ જો એનો નમૂનો હોય, તો એ પ્રથામાં રહેનારાં માણસો દુઃખ ભોગવે છે એમ કહેવા જેવું મને ન લાગ્યું.

બીજે એક પ્રસંગે એક ગોરી બાઈએ મને ચા પીવા નોતરી હતી. ક્યાંક અનાયાસે મને એ બાઈનો ભેટો થઈ ગયેલો. એ નોતરા વિષે ગાંધીજીએ પોલાકની સાથે કંઈક ચર્ચા કરેલી. એ વાતનું આટલું પીંજણ શા સારુ ચાલે છે એ હું સમજી ન શકી, ને મેં એ પ્રમાણે કહ્યું પણ ખરું. પછી મને ખબર પડી કે પેલી બાઈએ થોડાક મહિના પર એના ધણી જોડે છૂટાછેડા કર્યા હતા. ગાંધીજીનો આશય એ બાઈની નિંદા કરવાનો નહોતો, પણ તેમને લાગ્યું કે હું એનું નોતરું સ્વીકારું તે પહેલાં એના પૂર્વજીવનનો ઈતિહાસ મને કહેવો જોઈએ. એટલું કરતાં પણ હું એ બાઈને ઘેર જાઉં એ વસ્તુ એમને પૂરેપૂરી રુચતી હતી એમ ન કહી શકાય; કેમકે એના છૂટાછેડા વિષેની સારી નરસી લોકવાયકાઓ હજુ બંધ થઈ નહોતી, એવામાં હું ત્યાં જાઉં તો કદાચ મને પણ એના છાંટા ઊડે. એ બાઈને ઘેર જવા જેટલી પ્રતિષ્ઠા એને આપવી કે કેમ એ વિષે એમના પોતાના મનમાં પણ શંકા હતી; કેમકે લગ્નની પવિત્રતા વિષેના એમના વિચારો બહુ જ કડક હતા, અને છૂટાછેડા પ્રત્યે એમને સખત અણગમો હતો. પણ હંમેશની પેઠે વહેવારમાં એમનો ઉદાર માનવપ્રેમ જ પ્રબળ નીવડતો.



'ઇંડિયન ઓપીનિયન' પત્ર દર અઠવાડિયે પ્રસિદ્ધ થતું. તેનો અંક છાપવા ને રવાના કરવાનો દિવસ આવે ત્યારે આશ્રમના એકેએક માણસને કામ કરવા બોલાવવામાં આવતું. ગાંધીજી ને પોલાક છેક છેવટની ઘડીએ

આપવાનાં લેખ કે નોંધ લખતા કે સુધારતા હોય. છાપનારા છાપવામાં પડ્યા હોય. અમે જે બાકી રહ્યાં તેમનાથી કશું ખાસ કામ ન થઈ શકે એમ હોય; એટલે સંચા પરથી નકલો છપાઈને ઊતરે તેની ઘડી વાળવાનું ને તેના પર સરનામાના કાગળ વીંટાળવાનું કામ અમે કરીએ.

છાપખાનામાં આ વેળા એંજીનથી ચાલનારો સંચો નહોતો. તેલયન્ત્ર ( ઑઇલ-એંજીન ) હતું, પણ તે એકવાર ખરે વખતે ખોટકી પડ્યું હતું. પછી આગળ જતાં એંજીન ચલાવવાનું ઇરાદાપૂર્વક બંધ કરવામાં આવેલું. હાથ વતી ચલાવવાનું એક ચક્ર રાખેલું, ને તેના વડે મુદ્રણયંત્રને ગતિ આપી સકાય એવી ગોઠવણ કરેલી; ને હાથ-ચક્રનો હાથો ફેરવવાને બે ગધેડાં રાખેલાં.* પણ ગાંધીજી તો માણસે પોતાનું કામ પોતે કરી લેવું જોઈએ એમ માનનારા રહ્યા; એટલે તેમણે આ વ્યવસ્થા પણ થોડા વખતમાં બદલી, અને અંક છપાવાનો હોય તે દિવસે થોડા કલાકને માટે ચાર જબરી ઝુલુ બાઈઓને મજૂરણ તરીકે રોકવામાં આવતી. તેમાંની બબ્બેની જોડી વારાફરતી હાથો ફેરવતી, ને બીજી જોડી એટલો વખત આરામ લેતી. આ ઉપરાંત દરેક સશક્ત આશ્રમવાસી — ગાંધીજી સુદ્ધાં — વારાફરતી હાથો ફેરવતા, ને એ રીતે છાપાની નકલો છપાતી.

સંચો ફેરવનારા કામની સાથે આનન્દ પણ કરતા. દરેક જણને અંક વેળાસર કાઢવાની ભારે હોંશ હોય એમ દેખાતું. એટલે રાતે ગમે તેટલા મોડા સુધી કામ કરવું પડે તોપણ કોઈ બબડતું કે કચવાતું નહીં. છેલ્લી નકલો છપાઈને વળાઈ રહેતાં મધરાત ન પડે એવું તો ક્વચિત જ બને; ઘણીવાર તો એથીયે ઘણું મોડું થાય. કામ પૂરું થયે અમે બધાં ટોળે વળીને મુખ્ય ઘર તરફ જઈએ, ને ગાંધીજી અને બાને તેમના ઘરના બારણા સુધી પહોંચાડીએ. ત્યાં રાતને માટે વિદાયની આપલે થાય; ને દરેક જણ પોતપોતાના રહેઠાણ તરફ થાકથી લોથપોથ થયેલું, પણ મનમાં સંતોષ લઈને, જાય.

: ૫ :

જે આદર્શો ને સિદ્ધાન્તો અભ્યાસગૃહમાં સરસ ને સુંદર ભાસતા હતા, ને ચોપડીઓમાં વાંચતાં આકર્ષક લાગતા હતા, તેની કસોટી થવાની તક

* ગાંધીજીની ‘આત્મકથા’માં ઘોડો રાખ્યાનો ઉલ્લેખ છે.—**અનુવાદક**

ફિનિક્સમાં મળી. જીવનની વાસ્તવિક હકીકતોની કસોટી પર એમાંના ઘણા સિદ્ધાન્તો અવહેવારુ ઠર્યા; એ કંઈ અણધારી વસ્તુ નહોતી. જે પ્રશ્નો ઊભા થયા તેનો સંભવ અગાઉથી કલ્પ્યો નહોતો. પરિણામે ઘણા અતિશય આકરા, ને છતાં રમૂજી, પ્રસંગો બનવા પામ્યા.

એક પ્રશ્ન તો છેક શરૂઆતમાં જ ઊભો થયો. આશ્રમનો એક મૂલભૂત નિયમ એ હતો કે ફિનિક્સમાં જમીન પર કોઈ સભ્યની ખાનગી માલિકી ન ગણાય. તેથી જમીનના એક પણ ટુકડાને વાડ કરવામાં આવી નહોતી. નાની મોટી પગથીઓ એક ટુકડાને બીજા ટુકડાથી જુદી પાડતી, ને દરેક માણસ પોતાની જમીનની હદ જાણી શકતો. દરેક માણસ પોતાની જમીન ખેડતો, ને તેમાં જે વસ્તુનું વાવેતર તેને કરવું હોય તે કરવાની છૂટ હતી. આસપાસના ઝુલુઓ ઊગતો પાક ચોરે કે બગાડે નહીં એટલો વિશ્વાસ એમના પર રાખી શકાય એમ હતું. એટલે શાકભાજી વગેરેનો પાક સારો ઊતરવાની આશા રખાતી હતી. પણ પડોશમાં એકલાં માણસ રહેતાં નહોતાં. આશ્રમની પડોશની જમીન પર કેટલાક ‘નેટિવ’ ખેડૂતો હતા તેમની પાસે કેટલાંક ખચ્ચર ને ગધેડાં હતાં. તેમને રાતે બાંધી કે પૂરી ન રાખતાં છૂટાં મૂકી દેવામાં આવતાં, તેથી ફિનિક્સ આશ્રમની ‘વાડી’ઓમાં એ હરાયાં પશુને નિરંકુશપણે ચરવાની મોજ થઈ ગઈ. ગાજર અને બીજાં રસદાર શાક જમીનની ઉપર દેખા દે કે તરત જ ખચ્ચર ને ગધેડાં તે શોધી કાઢતાં, અને જે ન ખાય તેને ખૂંદી નાખીને બગાડતાં. ઊગતા પાકનો આવો નાશ ઉપર ઉપરથી લાગે છે તેના કરતાં ઘણો વધારે ત્રાસદાયક હતો. દરેક આશ્રમવાસીને પોતાની કે પોતાના કુટુંબની જરૂરિયાત માટે થોડાંક જ શાકભાજી મળતાં. તેથી શાક ઉગાડવાં એ આશ્રમનો નિયમ હતો તે ઉપરાંત તે ઉગાડ્યા વિના છૂટકો પણ ન હતો. એટલે ગાંધીજીની સલાહ લેવામાં આવી, ને કોઈ આશ્રમવાસીએ જાનવરોના માલિકો પાસે જઈ તેમને મિત્રભાવે સમજાવ્યા. એથી શરૂઆતમાં તો ઝાઝો ફેર પડ્યો નહીં. એટલે એ લોકોને ફરી સમજાવ્યા. એક બે આશ્રમવાસીએ પોતાના શાકભાજીના વાડાની આસપાસ ઊંચાં લાકડાંની વાડ કરી; અને જાનવરો આશ્રમની જમીન પર રખડતાં દેખાય તો છોકરાં તેમને હાંકી કાઢતાં. એટલે વખત જતાં અમુક અંશે એ ત્રાસ દૂર થયો. પણ જમીન હજુ વાડ વિનાની હતી, અને કેટલાક શિખાઉ ખેડૂતો હિંમત

હારવા લાગ્યા. આગળ જતાં આશ્રમની ખેતીમાં કેટલાક ફેરફાર કરવામાં આવ્યા. પણ એ દિવસ આવ્યો તે પહેલાં બીજી ઘણી વિચિત્ર ઘટનાઓ બની ગઈ ને ઘણી અગવડો વેઠવી પડી.

બીજી અગવડ પાણીને અંગે — ખાસ કરીને પીવાના પાણીને અંગે — હતી. પીવાનું પાણી ચોમાસામાં મકાનનાં છાપરાં પરથી ભેગું કરી મોટાં પીપમાં સાચવી રાખવામાં આવતું. વરસમાં ઘણા મહિના ઉનાળો રહેતો. ઉનાળો કેટલોક વખત ચાલે પછી પીવાનું પાણી વાપરવામાં બહુ જ કરકસર કરવી પડતી. કોઈ પણ રીતે પાણીનો બગાડ કરવાની મનાઈ હતી. પાણી કેટલું બાકી છે તે જોવા અવારનવાર કાળજીપૂર્વક પીપોની તપાસ કરવામાં આવતી. બહારથી નવા આવનારા જેને મેલું પાણી ગણે તે ઝુલુઓ પીએ એથી તેમને કશી માઠી અસર થતી દેખાતી નહીં. છતાં એમને ફિનિક્સ આશ્રમમાં એકઠું કરેલું ચોખ્ખું પાણી ગમતું; અને તેઓ પાસેના રસ્તા પર થઈને જતા હોય ત્યારે આશ્રમમાં કોઈને ઘેર આવી પ્યાલો પાણી માગતા. આવી સાદી માગણીની ના પાડવામાં નિર્દયતા લાગતી; ને ઉપરાંત, 'ઈશ્વરની નજરમાં સહુ માણસ ભાઈ ભાઈ છે, ને તેણે આપેલી ચીજોમાં ભાગ મેળવવાનો સહુને હક છે,' એ આદેશનું ઉલ્લંઘન થતું દેખાતું. પણ રોજ પાંચ દસ પ્યાલા પાણી આપવું પડે તો વરસાદનું નવું પાણી આવતા પહેલાં જ પીપમાંનું પાણી ખલાસ થઈ જાય એવો ડર રહેતો. ગાંધીજી પાણીની મુશ્કેલી જાણતા હતા, ને કેટલોક વખત તો તેમણે કૂવો ખોદાવી લેવાશે એવી આશા સેવી હતી. પણ એ આશા ફળી નહીં. કૂવો ખોદાવવા જેટલા પૈસા ન હતા. એટલે તરસ્યા ઝુલુ મુસાફરને પ્યાલો પાણી આપવાનો સવાલ દરેક ઘરવાળાને જાતે ઉકેલવો પડતો; ને આ સાદી માગણીની ના પાડવી પડે એથી માણસોને ઘણી વિમાસણ ને ખરેખરું દુઃખ થતાં.

સદ્‌ભાગ્યે નાહવા ધોવાને માટે તો સારી સવડ હતી. આશ્રમની હદ પાસે થઈને એક સારો વહેળો જતો હતો; અને તેમાંથી ઘરના વાપરનું પાણી રોજ લાવવું પડતું. છોકરાઓ ને કેટલાક પુરુષો તો રોજ વહેળા પર જઈને જ નાહી આવતા.

આ વહેળા પાસે એક અગત્યનો બનાવ બની ગયો. જે જગાએથી રોજ પાણી ભરાતું તે જગાએ એક ઝૂકી રહેલી ડાળ પરથી એક દિવસ એક મોટો

આમ્બા લટકતો દેખાયો. મામ્બા એ દક્ષિણ આફ્રિકામાં થતા સાપની એક ઝેરીમાં ઝેરી જાત છે. જે આશ્રમવાસીએ એને પહેલવહેલો જોયો તેને શું કરવું તે સૂઝયું નહીં. અહિંસા એ ફિનિક્સનો એક મૂળભૂત સિદ્ધાન્ત હતો. પણ સાપની જોડે તો દલીલ કરી શકાય નહીં કે તેને સમજાવી શકાય નહીં; અને આ સાપની ત્યાંથી ખસવાની જરા પણ વૃત્તિ હોય એવું દેખાયું નહીં. વળી એક સાપ એકલો તો કદી રહે નહીં; એટલે બીજા કેટલા સાપ આવીને ત્યાં વસવાટ કરશે એ કોઈથી કહી શકાય એમ નહોતું. છેવટે એક હિંદી આશ્રમવાસીએ પોતાને માટે ને બીજાઓને માટે આ સવાલનો નિવેડો આણ્યો. એ ભાઈ નિરામિષાહારી નહોતા, ને બંદૂક વાપરવાની જૂની આવડવાળા હતા, એટલે તેણે બંદૂક લાવીને સાપને ગોળીથી વીંધી નાખ્યો; અને બીજા સાપ આવે તો તેને પણ પૂરા કરવાને બીજા બેત્રણ દિવસ અવારનવાર ત્યાં જઈ ને જોયા કર્યું. તે પોતે બે નાની દીકરીઓના બાપ હતા, અને માનતા હતા કે સાપની સલામતી ને જિંદગી કરતાં બાળકોની સલામતી ને જિંદગી વધારે અગત્યની છે. હું નથી માનતી કે ગાંધીજી કે બીજા કોઈએ શ્રી. સ — ને તેમના કામ માટે ઠપકો આપ્યો હોય. પણ એ સહુએ એ વિષે વિચાર તો કર્યો જ હતો. અમારામાંથી કેટલાંક મનમાં છૂપી રીતે માનતાં હતાં કે શ્રી. સ — એ જે કર્યું તે બરાબર હતું. તાત્કાળિક ને સચોટ પગલું ભરવા માટે અમે એમનો આભાર પણ માનવા માગતાં હતાં. પણ આ બનાવનો દાખલો લઈ બીજે પ્રસંગે પણ આમ જ કરવું એવી છૂટ ન મુકાઈ; અને ફિનિક્સનો અણલખ્યો કાયદો તો અહિંસાનો — જીવમાત્રને અવધ્ય ગણવાનો — જ રહ્યો.

આને અંગે ગાંધીજી અમને હિંદુસ્તાનના શાસ્ત્રગ્રન્થોમાંથી અનેક વાર્તાઓ કહેતા. સારા ને જ્ઞાની માણસો જાતજાતના જંગલી ને ભયાનક ગણાતાં પ્રાણીઓની સાથે કેવા રહેતા, છતાં એ જાનવરોએ એમને કદી ઇજા કરી નહોતી, એવી અનેક કથાઓ અમે એમની પાસેથી સાંભળી હતી. એકવાર હું હાજર હતી તે વેળાએ એમણે એક હિંદી આશ્રમવાસીને હિંદુસ્તાનમાં ચાલતા એક રિવાજની યાદ દેવડાવેલી. હિંદમાં ઘણાં ઘરોમાં કુટુંબની મુખ્ય સ્ત્રી પડોશના સાપને માટે દૂધની ભરેલી એક કટોરી કે રકાબી મૂકી રાખે છે; અને તેને લીધે સાપ બાળકોને કરડતા નથી કે તેમના પર હુમલો કરતા નથી. આમ સાપ અને બાળકોને એકબીજાનો કશો ડર ન રહેવાથી સહુ સુરક્ષિત રહે છે.



સાપને લગતો એક બીજો બનાવ ફિનિક્સમાં બહુ પાછળથી બન્યો; છતાં તે અહીં આપવા જેવો છે, કેમકે ગાંધીજીના નિકટના સમાગમમાં આવેલા લોકો પર અહિંસાના શિક્ષણની કેવી ઊંડી અસર થયેલી તે એના પરથી દેખાઈ આવે છે. હું પહેલીવાર ફિનિક્સ જોવા ગઈ તે પહેલાં એક ગોરા સજ્જન આશ્રમમાં દાખલ થયેલા. તે શિકાર કરનાર ને માંસાહારી હતા; અને આફ્રિકાના ઓતાડા પ્રદેશમાં રહેતા ત્યાં હથિયારથી આત્મરક્ષા કરવાને ટેવાયેલા હતા. આ સજ્જન મિ. ક — ને ગાંધીજીનો સમાગમ થયો તે વેળા તેમની ઉમ્મર ચાળીસેક વરસની હશે. જંગલમાં પ્રચલિત હોય છે તેના કરતાં જીવનનો કંઈક ઊંચા પ્રકારનો ખુલાસો ને નિયમ તે ખોળતા હતા.

ગાંધીજીને મળ્યા તે પહેલાં તેમણે ગાંધીજીએ ફિનિક્સમાં આદરેલા પ્રયોગ વિષે સાંભળેલું કે કેમ એ હું જાણતી નથી. પણ જોહાનીસબર્ગમાં ગાંધીજીની મુલાકાત થયા પછી, પોતાની હંમેશની રહેણી છોડી તેઓ ફિનિક્સ આશ્રમમાં જોડાયા. આશ્રમના બીજા માણસોની પેઠે તેઓ પણ સાવ સાદા બંગલામાં રહેતા, પોતાનું ઘરનું કામકાજ જાતે કરતા, આશ્રમના સામુદાયિક કામકાજમાં મદદ કરતા, ને તે ઉપરાંત ચિન્તન અને અભ્યાસમાં વખત ગાળતા.

એક દિવસ સાઇકિલ લેવા પોતાની છાપરીમાં જતાં તેમણે બે લીલા મામ્બાને સાઇકિલની નજીક ગૂંચળું વળીને પડેલા જોયા. તેમને જતા પહેલાં જ તેમના આરામમાં ખલેલ પાડી હશે, કેમકે સાપ માથું ઊચકવા જ જતા હતા. છાપરી નાની ને સાંકડી હતી, ને એમાં એટલો બધો ડાકડમાળ ભરેલો હતો, કે સાપ ન છંછેડાય એવી રીતે અંદર ફરવાની કે બારણા બહાર જવાની પણ ઝાઝી જગા ન હતી; કેમકે તેમ કરવાને સાપની નજીક થઈને જ જવું પડે એવું હતું. એમણે એમ પણ જોયું કે છાપરી બહાર ચાલ્યા જવાથી ને સાપને છાપરીમાં પડ્યા રહેવા દેવાથી પણ મુશ્કેલીનો ઉકેલ આવે એમ નહોતું, કેમકે તે જ ઘડીએ એમને સાઇકિલની જરૂર હતી. તેમને થોડા જ વખતમાં ડરબન, એટલે કે ચૌદ માઇલ દૂર, કામસર પહોંચવાનું હતું. એમને જે પહેલવહેલો ખરેખરો સજ્ઞાન વિચાર આવ્યો તે તો અત્યંત સ્વાભાવિક હતો — તે સાપને મારી નાખવા માટે હથિયાર ખોળવાનો. પણ એ વિચારને અમલમાં મૂકવાનો પ્રયત્ન કરે તે પહેલાં તેમને પોતાનો નવો સિદ્ધાન્ત સાંભર્યો, ને પોતે આકરી કસોટીમાં મુકાવાનો નિશ્ચય તેમણે કરી લીધો. તેમણે મનમાં વિચાર

કર્યો: " પ્રેમ જીવમાત્રની ઉપર જીત મેળવે છે; અને જેને ઈશ્વરે ઉત્પન્ન કર્યું છે એવા કોઈ પણ પ્રાણીથી માણસે ડરવું ન જોઈએ." એટલે તેમણે મનને શાન્ત રાખવાનો, તથા તેમાંથી કેવળ ભયની નહીં પણ દ્વેષ અને તિરસ્કારની લાગણી પણ કાઢી નાખવાનો, પ્રયત્ન આદર્યો. ધીરે રહીને તે બારણા તરફ ગયા, અને ત્યાં ગયા પછી થાંભલાને ટેકો દઈને શાન્તિથી ઊભા રહ્યા. એટલી વારમાં સાપ પૂરેપૂરા જાગીને સાવધ થઈ ગયા હતા, એટલે તેમણે પણ હાલવા માંડ્યું. પહેલાં એકે આમતેમ નજર નાખી, ને પછી બારણાની દિશામાં, મિ. ક — ઊભા હતા તે દિશામાં, સરકવાની શરૂઆત કરી. પણ મિ. ક — અડગ ઊભા રહ્યા. હાલ્યા નહીં તેમ મનને પણ ડગવા દીધું નહીં. સાપ સરકીને એમની નજીક આવ્યો, કોરે થઈને સરકી ગયો, અને બહાર ખુલ્લામાં ચાલ્યો ગયો. બીજો સાપ પણ, ડાબાજમણી નજર નાખીને, પહેલાની પાછળ ચાલ્યો; મિ. ક — ની બહુ જ નજીક આવ્યો, ખુલ્લા બારણામાંથી પસાર થતાં લગભગ એમને અડકયો, છતાં તેણે મિ. ક — ને જરાયે ઈજા ન કરી. અમે સહુએ થોડી વારમાં આ વાત સાંભળી, ને એની અમારાં મન પર બહુ જ ભારે અસર થઈ; છતાં આશ્રમમાં કોઈએ આ અખતરો ફરી કર્યાનું મારા સાંભળવામાં આવ્યું નહીં. પણ મેં સાંભળ્યું છે કે વરસો પછી એકવાર ગાંધીજીએ પોતે શાન્ત બેસી રહી એક સાપને પોતાના પગ પરથી સુરક્ષિતપણે ચાલી જવા દીધેલો.



ફિનિક્સમાં બનેલી એક બીજી પણ રસિક ઘટનામાં મિ. ક — એ મુખ્ય ભાગ ભજવ્યો હતો. બે મોટા, ભયંકર, રાતા વાળવાળા, ને કંઈક ઝેરી એવા કરોળિયાને તેમણે પોતાની પથારીની નજીક જાળું બાંધવા દીધેલું. આ જાતના કરોળિયા જાળા જેવો માળો બાંધે છે, અને પગ પસારે ત્યારે લગભગ નાની રકાબી જેવડા દેખાય છે. એ જગાએ સુખેથી, વગરગભરાયે સૂવાની ટેવ એમણે પાડી હતી. એમ કરીને તેમણે પોતાનું સંકલ્પબળ, ગાંધીજીનું શિક્ષણ, અને પ્રેમનો સિદ્ધાન્ત જીવનનો રક્ષક છે એ સિદ્ધાન્ત પરની પોતાની શ્રદ્ધા, એ બધાનું પારખું આપ્યું હતું. ફિનિક્સમાં કેટલોક વખત રહ્યા પછી મિ. ક — દક્ષિણ આફ્રિકા છોડી, પોતાનું માનવદયાનું કાર્ય ને શિક્ષણ ચાલુ રાખવા યુરોપ ગયા.



મનુષ્ય અને મનુષ્યેતર પ્રાણીઓ બેનાં જીવનમાંથી અધિક મૂલ્ય કોનું, એ વિષે ગાંધીજી સાથે ઘણીવાર ચર્ચા થતી. ત્યારે હું કહેતી કે પૃથ્વી પર જે જીવયોનિઓ છે તે સહુમાં મનુષ્યયોનિ શ્રેષ્ઠ છે; તેથી તેની રક્ષા કરી તેને સાચવી રાખવી જોઈએ; અને મનુષ્યજીવન વિ. પ્રાણીજીવનનો સવાલ ઊભો થાય તો મનુષ્યની રક્ષા માટે પ્રાણીજીવનનો ભોગ અપાવો જોઈએ.

ગાંધીજીએ એકવાર પૂછ્યું: " પણ ઇશ્વરને મન જાનવરના કરતાં માણસની જિંદગીની કિંમત વધારે છે એમ તમે શા સારુ માનો છો ?"

" કેમકે વિકાસના ક્રમમાં માણસની જિંદગીનું પદ વધારે ઊંચું છે. માણસ કંઈનહીં તો ઇશ્વરને વિષે વિચાર તો કરી શકે છે, જ્યારે જાનવર એવો વિચાર કરી શકતું નથી. એને લીધે મનુષ્યને વધારે ઊંચું ને વધારે મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત થાય છે."

ગાંધીજી કહે : " છતાં ઘણા માણસો જંગલનાં જાનવરો કરતાં બૂરી રીતે વર્તે છે. તેઓ વધારે ક્રૂર બને છે, કેમકે તેમને ક્રૂરતામાં રસ આવે છે. જાનવરો તો માત્ર આહાર માટે જ હિંસા કરે છે; પણ માણસ તો પોતાના ભાંડુને મારવા ઉપરાંત તેને રિબાવે પણ છે."

મેં કહ્યું : " એ બધું હું જાણું છું. છતાં મારો મત તો એવો જ છે કે સૃષ્ટિની યોજનામાં જાનવર કરતાં માણસની કિંમત વધારે છે, અને જાનવરને જિવાડવા ખાતર માણસનો નાશ ન કરવો જોઇએ."

" પણ એમણે એકબીજાનો નાશ શા સારુ કરવો જોઈએ ? પૃથ્વી એ બંનેને જોડાજોડ નભાવવા જેટલી વિશાળ નથી શું ? "

મેં કહ્યું : " ઘણા દાખલામાં તો નથી. કેટલાંક પ્રાણીઓની સંતતિ એટલી ઝપાટાભેર જન્મે છે ને વધે છે કે તેમનો નાશ ન કરવામાં આવે તો માણસજાત જીવી ન શકે. દાખલા તરીકે ઑસ્ટ્રેલિયા અને સસલાંનો પ્રશ્ન લો."

પણ ગાંધીજી આવી દલીલમાં કદી સંમત થતા નહીં. તેઓ ભારતવર્ષની પૌરાણિક કથાઓમાંથી અનેક દૃષ્ટાન્તો આપીને એમ પુરવાર કરવાનો પ્રયત્ન કરતા કે વિકરાળમાં વિકરાળ ને ભયાનકમાં ભયાનક જાનવરો પણ માણસની જોડાજોડ રહેવાં જોઈએ ને રહી શકે છે, અને બેમાંથી એકેને બીજા તરફથી ઇજા કે હાનિ થતી નથી. હું માનું છું કે આ પછી તેમને સાબરમતી

આશ્રમમાં વાંદરાના ત્રાસને અંગે ઑસ્ટ્રેલિયાનાં સસલાંના જેવો જ પ્રશ્ન વિચારવાનો આવ્યો છે, જોકે એનો છેવટનો ઉકેલ તેમણે આણ્યો નથી.

બીજે એક પ્રસંગે અમારી ચર્ચામાં એ વાત નીકળી કે ધારો કે આપણે હવાલે એક માણસ છે તે પોતાનું રક્ષણ કરવા સાવ અસમર્થ છે, ને કોઈ ભૂખ્યું જાનવર તેને મારીને ખાઈ જાય એવો ચોક્કસ ભય દેખાય છે; તો તેવી સ્થિતિમાં આપણી ફરજ શી? ગાંધીજી કહે: "એવો પ્રસંગ આવે, અને મરણ-ભયમાં મુકાયેલો માણસ, બુદ્ધે કરેલું તેમ, ભૂખ્યા જાનવરને તૃપ્ત કરવા પોતાનો જીવ આપવાનું પસંદ કરે, તો એ ઊંચામાં ઊંચા પ્રકારનું ને અત્યંત દૈવી આત્મબલિદાન કહેવાય."

મેં કહ્યું: " પણ ધારો કે એ માણસ જાનવરને ખાતર પોતાનો જીવ આપવા માગતો નથી, ને હું જાનવરને મારીને તેની જિંદગી બચાવી શકું એમ છું, તો? હું એટલું જાણું છું કે બુદ્ધની કથા તાત્ત્વિક દૃષ્ટિએ ગમે તેટલી સુંદર ભલે હશે; પણ મને જેને વિષે પ્રેમ છે કે જેને માટે હું જવાબદાર છું એવા કોઈ માણસની જિંદગી જંગલી જાનવરના હુમલાથી જોખમાતી હોય, તો હું તો ભગવાનની એવી જ પ્રાર્થના કરું કે મારા રક્ષણમાં રહેલા માણસને ઉગારવા પેલા જાનવરને હણવાનું જ્ઞાન અને બળ તે મને આપે. અને હું એ કામમાં સફળ નીવડું, તો મને એ લડાઈને માટે મનોબળ અને શસ્ત્રબળ આપનાર પરમેશ્વરનો પાડ જ માનું."

ગાંધીજી સહેજ હસીને કહે: " એ તો હું જાણું છું. દરેક માણસે સ્વધર્મનું પાલન કરવું રહ્યું. અને જ્યાં સુધી તમારા વિચાર આ જાતના હોય ત્યાં સુધી તમે એ રીતે વર્તો એ યોગ્ય છે."



અમારી વચ્ચે ચર્ચાનો, અથવા કહો કે તકરારનો, બીજો એક વિષય એ હતો કે કુટુંબના મુખીને કુટુંબનાં માણસો પર અમર્યાદ અંકુશ રાખવાનો હક છે ખરો? પતિ કે પિતાને સ્ત્રી કે બાળકની જિંદગી પર કશો હક છે એમ હું કબૂલ કરતી નહોતી. બાઇબલના જૂના કરારમાં અબ્રાહમે ઈશ્વરપ્રીત્યર્થે પોતાના દીકરા આઇઝેકનું બલિદાન આપવાનો નિશ્ચય કરેલો એવી જે કથા આવે છે, તેના પર એકવાર અમારે વાદવિવાદ થયો. ગાંધીજીએ એ કથાનો ઉલ્લેખ અતિશય લાગણી ને સંમતિપૂર્વક કરેલો.

મેં કેંઈક આકળી થઇને કહ્યું : " પણ એ પુરુષનું બલિદાન નથી, એના દીકરાનું છે. એ કથામાં જે સ્ત્રી પત્ની અને માતા હતી તેની તો હું વાત જ નથી કરતી. પુરુષ પોતાનો દેહ બલિદાનમાં આપે તો એ એની સ્વેચ્છાની વાત છે. પણ તેનાથી બીજા કોઇને તો બલિદાનમાં ન જ હોમાય; દીકરાને પણ નહીં. દીકરા પર બાપનો એવો કશો હક નથી. દીકરો એનો છે એટલા માટે એને ઉગારવાનો એનો ધર્મ છે, એને મારવાનો હક નથી."

ગાંધીજી કહે : " આ વાત તો તમારા ધર્મશાસ્ત્રમાં આવે છે. ત્યાં કહ્યું છે કે ઇશ્વરે અબ્રાહમને તેના દીકરાનું બલિદાન આપવાની આજ્ઞા કરેલી."

મેં કહ્યું : " હા, એ હું જાણું છું. પણ પોતાને બલિદાનમાં ધરવા માટે અબ્રાહમે આઇઝેકનો જીવ લેવો એવી આજ્ઞા ઇશ્વિરે કરેલી એમ હું માનતી નથી. હું માનું છું કે એ મનુષ્યે ઇશ્વિર વિષેની પોતાની કલ્પનાનો પોતે જ ઘટાવેલો અર્થ છે. દરેક મનુષ્યજીવ પોતાની કરણી માટે ઇશ્વિરને જવાબ દેવા બંધાયેલો છે; અને પોતે જે જીવને જન્મ આપ્યો છે તેને ઇજા કરવાનો પિતાને પણ અધિકાર નથી. બાળકની જિંદગી પર પોતાનું પ્રભુત્વ છે તે એનો ઘાત કરવા માટે નહીં. અને માણસ પોતાના બાળકનો જીવ લેવાના પ્રયત્ન માટે યશ ખાટવા માગે એમાં તો મને જંગલીપણું જ દેખાય છે. એવી આસુરી કલ્પના જોઈને મને મનમાં ક્રોધ ચડે છે ને અતિશય દુઃખ થાય છે. "

ગાંધીજી કહે: " ત્યારે તમે તમારા ધર્મશાસ્ત્રને માન્ય નથી રાખતાં, એમ?"

"એ કથામાં સાચી ઘટનાનું વર્ણન કદાચ હશે, પણ અબ્રાહમ આઈઝેકની જિંદગીનો ભોગ આપે એવો ઇશ્વિરનો આશય હતો એમ હું માનતી નથી. "

ગાંધીજી શાન્તિથી વચ્ચે બોલ્યા : " ઇશ્વરે તેને દીકરાનો જીવ લેવા દીધો તો નહીં જ. અબ્રાહમને ઇશ્વિર પર કેટલાં પ્રેમ ને આસ્થા હતાં તેની કસોટી થઈ, અને ભગવાને માગ્યો ત્યારે વહાલા દીકરાને પણ ભગવાનને ચરણે ધરવા એ તૈયાર થયો, એ વસ્તુમાં જ એ કથાની ખરી ખૂબી નથી? "

" એ પાઠ શીખવવાનો જ શાસ્ત્રકારનો આશય છે એ હું જાણું છું; ને એ પાઠની ખૂબી તો મને લાગે છે હું સમજી શકું છું. પણ પોતાનાં પત્ની ને બાળકને જિવાડવા ને મારવાનો પોતાને હક છે એવો જે વિચાર પુરુષ ધરાવે

છે તે મને રુચતો નથી. આઇઝેકને પોતાને અથવા તો આઇઝેકની માને એ બલિદાનને વિષે શું લાગતું હતું એને વિષે તો આ કથામાં કશું જ કહ્યું નથી. ખરું બલિદાન તો અબ્રાહમ પોતાનું આપે તે કહેવાય."

ગાંધીજીએ માથું હલાવ્યું ને કહ્યું: "એ કથાની ખૂબી તમારા ધ્યાનમાં આવતી નથી. આઇઝેકે બલિદાનમાં હોમાવાની હા પાડી હોત કે નહીં, એનાથી બાળકનો ભોગ ચડાવતાં પિતાને જે દુ:ખ થઈ રહ્યું હતું તેમાં ઘટાડો તો થવાનો જ ન હતો. એટલે મુખ્ય વાત તો અબ્રાહમની મનોવેદના ને શ્રદ્ધાની હતી. અને તેથી જ એ જાણે મુખ્ય પાત્ર હોય એવી રીતે એ કથા કહેલી છે."

: ૬ :

આ નાનકડા આશ્રમના શાન્તિમય વિકાસમાં થોડા જ વખતમાં વિઘ્ન આવી પડ્યું. હું ફિનિકસમાં થોડાંક અઠવાડિયાં રહી એટલામાં નાતાલના મૂળ વતની ઝુલુઓનો બળવો ફાટી નીકળ્યો, અને અમે સહુ અતિશય ચિન્તા ને બેચેનીમાં પડી ગયાં. અમારા પડોશમાં રહેતા ઝુલુઓ તરફથી કશો ભય રાખવાનું કારણ નહોતું એ સાચું. છતાં થોડા જ માઇલ પર બળવાખોરોની મોટી છાવણી હતી, અને બળવો દાબી દેવા માટે અમારા પોતાના સૈનિકોને વધતી જતી સંખ્યામાં મોકલવામાં આવતા હતા. એ હકીકતની અસર અમારાં ઘણાંખરાંના મન પર થવા લાગી હતી.

મેં જોહાનીસબર્ગ છોડ્યું તે અરસામાં જ બનેલો એક ભયંકર છતાં રમૂજી બનાવ મને અહીં યાદ આવે છે. મારી જે થોડીક જ અંગ્રેજ બહેનપણીઓ હતી તેમાંની એકને થયેલો એ અનુભવ તેણે મને કહ્યો હતો. ઝુલુ લોકોમાં ખળભળાટ ચાલી રહ્યો હતો; અને જોહાનીસબર્ગમાં ઘરના નોકરો, જે ઘણાખરા નાતાલના ઝુલુ હતા, તેમનાં મન પર એની અસર પડવા લાગી હતી. એ ચિન્તાનો વખત હતો. ઘણી ગોરી સ્ત્રીઓને દિવસ આખો, પુરુષોની ગેરહાજરીમાં, ઝુલુ નોકરોની જોડે એકલાં ગાળવાનો હોય; એટલે જરૂર પડ્યે આત્મરક્ષા કરવાને તેમાંની ઘણીએ બંદૂક વગેરે વાપરવાનું છૂપી રીતે શીખી લીધું હતું. સદ્ભાગ્યે ટ્રાન્સવાલમાં એવી જરૂર કદી ઊભી ન થઈ.

મારી બહેનપણીને ત્યાં ઘણાં વરસનો જૂનો, ટૉમ નામનો, એક ઝુલુ નોકર હતો. તે વખતોવખત પોતે બચાવેલા પૈસા લઈને પોતાને ગામડે જતો. ત્યાં બીજી બૈરી મેળવવા માટે એ પૈસાનો ઉપયોગ કરતો એમાં પણ શંકા નહીં. છતાં હમેશાં વેળાસર પાછો આવી શેઠને ત્યાં વફાદારી ને એકનિષ્ઠાથી નોકરી કરતો. મારી બહેનપણી પ્રત્યે એ વફાદાર હતો; અને એને પણ ટૉમ પ્રત્યે મનમાં ખરેખરા ભાવ ને આદર ઊપજવા પામ્યા હતા.

એક દિવસ એણે ઊડતી વાત સાંભળી કે જોહાનીસબર્ગના ઘરકામ કરનાર નોકરો તેમના શેઠ સામે દંગો કરીને તેમની કતલ કરવાની પેરવીમાં છે. એટલે એણે ટૉમને, અડધું મજાકમાં ને અડધું સાચી બીકથી, કહ્યું: "નોકરો તોફાન કરે તો ટૉમ તો મિસિસને ઇજા નહીં કરે; ખરું કે નહીં, ટૉમ?"

ધીરે અવાજે શાન્તિ ને દૃઢતાપૂર્વક ટૉમ બોલ્યો: "ટૉમ જોડેના ઘરવાળાં મિસિસને મારશે. જોડેના ઘરનો નોકર આ મિસિસને મારશે!"

આ આશ્વાસન સાંભળીને મારી બહેનપણીના તો મોતિયા જ મરી ગયા. પાછળથી ગાંધીજીએ આ વાત સાંભળી ત્યારે તેમને બહુ રમૂજ પડી. પણ એ વખતે તો મારી બહેનપણી સાવ ડઘાઈ જ ગઈ હતી.

પાછાં આપણી મૂળ વાત પર આવીએ. ગાંધીજીએ સરકારને લખ્યું કે "જરૂર હોય તો જખમીઓની સારવાર કરનારી હિંદીઓની ટોળી લઈને હું સેવા કરવા જવા તૈયાર છું." સરકારનો જવાબ હકારમાં આવ્યો. તેમને ગમે તે વખતે જવું પડશે એ જાણીને પણ આશ્રમમાં બેચેની વધી.

મારા પતિ જોહાનીસબર્ગથી આવ્યા કે તરત જ આશ્રમના એક નાનકડા મકાનમાં અમારું ઘર ગોઠવાયું. તે આશ્રમને છેવાડે હતું. બે ઓરડાવાળું લાકડાં ને પતરાંનું માળખું હતું. ફરનીચર તો નહોતું જ એમ કહીએ તો ચાલે. અહીં મેં મારું નાનકડું ઘર વસાવવાનો પ્રયત્ન આદર્યો. મારા વિવાહિત જીવનમાં મારું પોતાનું કહી શકાય એવું સ્વતંત્ર ઘર આ પહેલું હતું. પણ જોઈએ તેવો ખોરાક મળવો અશક્ય; સાપ, કરોળિયા ને બીજાં ઝેરી કે ચીતરી ચડાવે એવા પ્રાણીઓ ઘણાં, તેનો ડર રહ્યાં કરે; હું પોતે શહેરમાં

ઊછરેલી હોઈ જંગલમાં આવેલી આ જગા પ્રત્યે જ મને અણગમો; ને તેમાં છેવટે ઝુલુઓના આ બળવાનો ઉમેરો થયો; એટલે મારું મન હાથમાં રહ્યું નહીં. મને ઊંઘ ન આવે. લગભગ આખી રાત હું જાગતી પડી રહું. જીવજંતુ ને પેટે ચાલતાં પ્રાણીઓની ફાળ રહ્યાં કરે, ને ' હમણાં આવ્યાં, હમણાં આવ્યાં ' એવી ફડક મનમાં કાયમ રહે; કલ્પનામાં મને બંદૂક તોપના અવાજ અને મરતા માણસોની ચીસો સંભળાયાં કરે. અમારે ફિનિક્સમાં રહેવું કે નહીં એ વિષે ગાંધીજીએ મારી સાથે વાતચીત કરી, અને અમે ઠરાવ્યું કે હાલ તુરત તો પોલાક મને લઈને ડરબન જાય એમાં જ ડહાપણ છે. એ પ્રમાણેની ગોઠવણ થઈ, અને એક દિવસ સવારે ડરબન જવા માટે મેં ફિનિક્સ છોડ્યું. ટ્રેનમાં મારી સાથે ખાખી પોશાકવાળો એક માણસ હતો, તે કહે કે ' મારો આ થેલો છે તેમાં બંબાટાનું ડોકું છે.' ઝુલુ સરદાર બંબાટાનું ડોકું લાવે તેને ઇનામ અપાવાનું સરકાર તરફથી જાહેર થયેલું હતું, એટલે મેં આ માણસની વાત ખરી માની. પણ એ ખરી હતી કે નહીં એ હું જાણતી નથી. અમે ડરબનમાં રહ્યાં તે દરમ્યાન પણ મારા પતિ ' ઇન્ડિયન ઓપીનિયન 'નું સંપાદન-કાર્ય ચાલુ રાખવાને અઠવાડિયાના ઘણા દિવસ ફિનિક્સ જતા; ને કેટલીકવાર હું પણ તેમની સાથે જતી.

અમે ફિનિક્સ છોડ્યું તે પછી થોડા જ વખતમાં, જખમીઓની સારવાર કરનારી હિંદીઓની ટોળી લઈ ગાંધીજીને રણક્ષેત્ર પર જવાનું આવ્યું. તેમણે પોતે હિંદીઓની એક નાની ટુકડી ભેગી કરી હતી, અને તેના માણસોને તેમની ફરજોનું શિક્ષણ આપ્યું હતું. બાને ગાંધીજીના આ નવા પગલાથી ફિકર થાય એ સ્વાભાવિક હતું. પણ ગાંધીજીને ઝાઝો વખત બહાર રહેવું પડ્યું નહીં. બળવો થોડા જ વખતમાં શમી ગયો, ને ગાંધીજી ફિનિક્સ પાછા ફર્યા; પણ ઠરીઠામ રહેવાને નહીં.

ટ્રાન્સવાલમાં વસતી હિંદી કોમમાં બની રહેલા બનાવોને અંગે ત્યાં તેમની હાજરીની જરૂર હતી. તેઓ લગભગ તત્કાળ જોહાનીસબર્ગ જવા નીકળ્યા. મારા પતિ ને હું અઠવાડિયા પછી ત્યાં જઈએ એવી ગોઠવણ કરતા ગયા. જોહાનીસબર્ગ આવી તેમણે એક દૂરના પરમાં નાનકડું ઘર લીધું, જેના વિના ચલાવી જ ન શકાય એવું ઓછામાં ઓછું રાચરચીલું વસાવ્યું, ને ત્યાં થોડા દિવસમાં અમે જઈને તેમની સાથે રહ્યાં. બા અને ત્રણ છોકરા

ફિનિક્સમાં જ રહ્યાં. છોકરાઓને પાછા સગવડ પ્રમાણે છૂટુંછવાયું શિક્ષણ મળવા લાગ્યું. આ અરસામાં સૌથી મોટો છોકરો આગ્રહપૂર્વક માગણી કરવા લાગ્યો હતો કે મને ક્યાંક સારી નિશાળમાં જઈને રીતસર શિક્ષણ લેવા દો. મેં ફિનિક્સ છોડ્યું તે પહેલાં એણે મને કહેલું:

"બાપુ પોતે તો રીતસર ભણ્યા છે. તો મને શા સારુ એ રીતનું ભણવાનું ન મળે?"

મારું મન એના પક્ષમાં હતું, છતાં બાપુએ મને કહેલાં વચન મેં એને સંભળાવ્યાં.

એણે કહ્યું: "એ બધું બરાબર છે. પણ બાપુએ જે શિક્ષણ લીધું છે તે ન લીધું હોત તો તેઓ આજે જે કામ કરે છે તે ન કરી શકત. એટલે મારે પણ એમની પેઠે ભણવું છે."

મેં ગાંધીજી સાથે આ વિષે વાત કરવાનું વચન તો આપ્યું, પણ એમનો વિચાર ફેરવી શકાશે એવી જરાયે આશા મને ન હતી.



મને જે નાનકડા ઘરમાં લઈ જવામાં આવી તેમાં નહોતું કંઇ શોભા કે શણગારનું નામનિશાન; કે નહોતી જેને હું જરૂરી માનવા ટેવાયેલી એવી કોઇ ચીજો. ભોંય પર જડેલાં દેવદારનાં ખુલ્લાં પાટિયાંને ઢાંકવા શેતરંજી કે ગાલીચા નહોતા. બારીએ લટકાવવાના પડદા નહોતા. માત્ર કેટલાંક બેહૂદાં પીળાં 'શટર' હતાં, તેનાથી સહેજસાજ એકાંત જેવું કંઇક સચવાતું. પીળી રંગેલી ભીંતો પર એક પણ ચિત્ર નહોતું; અને સાદામાં સાદું રાચરચીલું જ ઘરમાં વસાવ્યું હતું.

મેં જતાંવેંત ઘરમાં ફરીને ત્યાંની ગોઠવણ જોઈ લીધી. મને ખબર હતી કે ગાંધીજી ફરીવાર મધ્યમ વર્ગના જેવું ઘર વસાવવા માગતા નહોતા. મારા પતિને પણ ઘરમાં જરૂરની ચીજોની પરવા નહોતી, કેમકે એ પણ, ગાંધીજીની પેઠે, હિંદી કોમને માથે ઝઝૂમી રહેલી નવી આફતને પહોંચી વળવામાં ગરકાવ થઇ ગયા હતા. હું તરત જ ઘરમાં સુધારો કરવા બેઠી. રસોડું હતું તેને જમવાની ઓરડી બનાવી. આગલા ઓરડાને નાનકડા દીવાનખાનાનું રૂપ આપવા તેમાં અમારી ચોપડીઓ ને બીજી કેટલીક ચીજો રાખી. બીજી બે સૂવાની

ઓરડી હતી — એક ગાંધીજી માટે, ને એક અમ દંપતી માટે. ઓરડીઓ બધી જ સાવ નાની હતી. નોકરને માટે બહારના ભાગમાં એક ઓરડી હતી. પણ અમારે નોકર તો રાખવાનો નહોતો, એટલે ગાંધીજીની પાસે રહેતો એક હિંદી જુવાન તેમાં રહેતો. ઘરની આગળ એક ઓશરી હતી. તે બાદ કરતાં ઘરની સામે જ એક વિશાળ મેદાન હતું; ને એને બીજે છેડે જે લત્તો આવેલો હતો તેનું નામ 'હાઇલૅંડ્ઝ' (ગિરિપ્રદેશ) પાડેલું હતું. કેટલાક શ્રીમંત સ્કૉચ લોકોએ ત્યાં પોતાનાં ઘર બાંધેલાં, એટલે સ્વદેશનું સ્મરણ તાજું રાખવા લત્તાને આ નામ આપ્યું હતું.

જોહાનીસબર્ગમાં આવ્યે થોડા દિવસ થયા બાદ મેં ગાંધીજીને કહ્યું કે "મારે થોડાક પડદા, થોડીક જાજમ કે ગાલીચા, ને ઘરને 'ઘર' જેવું બનાવવાને બીજી થોડીક ચીજો જોઈએ છે."

ગાંધીજીએ આશ્ચર્યભર્યા અવાજે પૂછ્યું: "પણ શાને સારુ ? એ બધું શું કામ જોઇએ ? તમારી બારીઓમાંથી જે પ્રદેશ દેખાય છે તે કોઈ પણ ચિત્રના કરતાં સુંદર નથી શું ? તો પછી એને પડદાથી ઢાંકી દઇ, તેના પર નજર જ ન પડે એવું કરવાથી શો ફાયદો ? તમે તો કહેતાં હતાં કે તમને આકાશનાં દશ્યો ને સુંદર સૂર્યાસ્તો જોવાં ગમે છે. એ બધું તો તમારી સામે જ પડેલું છે. તેને તમે પડદાથી શા સારુ ઢાંકી નાખવા માગો છો એ હું સમજી શકતો નથી."

મેં કહ્યું: "થોડાક લેસના પડદાથી કે ઝીણી મલમલથી એ દેખાવ ઢંકાઈ નહીં જાય. પડદા એવી રીતે બારીઓની બાજુમાં કોરે કોરે આવી રહેશે કે આ સસ્તું, ભમરાળું લાકડું જ માત્ર ઢંકાઈ જશે. અને હું કંઈ આખો દહાડો તો બારી બહાર જોયાં કરવાની નથી જ. વળી છ વાગ્યા પછી તરત અંધારું થઈ જાય છે, ને પછી તો મારે ભીંતો તરફ જ જોઈ રહેવું પડે છે. ઘરમાં પોતાની કંઈ શોભા જેવું તો છે જ નહીં. જે કંઈ જુઓ તે સસ્તું ને કર્કશ છે, ને એ બધું ઉઘાડું જોતાં મને કંઈ ને કંઈ થઈ જાય છે. થોડા જ પૈસા ખરચીને, અને એક બે ચિત્રો લગાવીને પણ, હું એને અત્યારના કરતાં ઘણું સારું દેખાતું કરી શકું એમ છું. આ ભૂંડી ભૂખ જેવી દીવાલ મારે ઢાંકવી છે."

ગાંધીજી કહે : " પણ તમે અહીંયાંથી જે ચિતાર જોઈ શકો છો તેના કરતાં અધિક સુંદર ચિત્ર કોઈ તમને મળશે ખરું ?" કહીને, એ નાના દીવાનખાનાની બારીમાંથી દેખાતા મનોહર દૃશ્ય તરફ ગાંધીજીએ હાથ લાંબો કર્યો. " જે ચીજો પર તમારે માત્ર વધારે વખત જ ગાળવાનો રહેશે એવી ચીજોનો ભાર તમે શા સારુ વધારવા માગો છો ? તમે કહો છો કે તમારે સુંદરતા જોઇએ છે. એ તો અહીં તમારી આસપાસ પડેલી છે. ઈશ્વરે તમને સાચી સુન્દરતા આપી છે. પછી તમે માણસની બનાવેલી ચીજો માટે શા સારુ તલસો છો ?"

મેં કહ્યું: " ઈશ્વર અને મનુષ્ય વચ્ચે તમારા જેટલી સહેલાઈથી હું ભેદ પાડી શકતી નથી. એમની વચ્ચે એવી રીતે ભેદની લીટી દોરતાં મને આવડતું નથી. મનુષ્ય સુંદર વસ્તુઓ સરજે, તો એની મારફતે ઈશ્વર જ બોલે છે એમ કહેવાય."

ગાંધીજી કહે : "પણ તમારી પાસે ઈશ્વર હોય તો પછી તમારે મનુષ્યને પૂજવાની જરૂર રહે ખરી ?"

મેં કહ્યું : " હું મનુષ્ય દ્વારા ઈશ્વરને પૂજી શકું છું."

" ના, તમે મનુષ્યની પૂજા કરવા જતાં ઈશ્વરનું દર્શન ગુમાવો છો."

" હું તમારી સાથે એ વાતમાં સંમત નથી. મનુષ્યે રચેલી કોઈ સુન્દર વસ્તુ જોઈને હું પ્રેમના યા સૌન્દર્યના સાક્ષાત્કારની સમીપ પહોંચું છું, એટલી ખબર મને છે. મનુષ્ય ઈશ્વરનો દુભાષિયો છે."

થોડીક વાર શાન્તિ રહી. પછી ગાંધીજીએ કહ્યું :

" ભલે, તમારે પડદા ને ગાલીચા જોઈએ જ એમ તમને લાગતું હોય તો મંગાવી આપીશું. હેનરીની સાથે આપણે વાત કરી લઈશું."

થોડા દિવસમાં એક ગાલીચો આવ્યો. બારીઓ માટે પડદા ને ખુરસીઓ માટે ગલેફ બનાવવા હું મંડી પડી. દીવાલ માટે એક ચિત્ર પણ મેળવ્યું. અને થોડાંક અઠવાડિયાંમાં અમારું નાનકડું મકાન ખરેખરું ઘર બન્યું.

એમાં જે ચીજો મેં ઉમેરેલી તેને વિષે ગાંધીજી મને ખીજવતા, ને કહેતા કે " આ ચીજો બનાવવામાં ને સાચવવામાં જે વખત ગાળો છો તે તમે

જ્ઞાન મેળવવામાં ગાળી શકત. જ્ઞાનપ્રાપ્તિમાં વખત ગાળવાની ઇચ્છા તમને થાય છે એમ તો તમે ઘણીવાર કહ્યું છે."

મેં કહ્યું: "પણ હું સીવું છું ત્યારે વિચાર કરું છું. મારા હાથ કામ કરે છે એટલા માટે મારું મગજ નવરું બેસી રહેતું નથી. અને સીવણથી તો જ્ઞાનતંતુઓને પણ આરામ મળે છે."

મને ઘણીવાર થાય છે કે ગાંધીજી રેંટિયા પર સૂતરના તાર કાઢતાં કાઢતાં એમના ઘણા પ્રશ્નોનો વિચાર કરતા હશે ત્યારે એમને અમારી આ વાતચીતો યાદ આવતી હશે ખરી?

મેં પાછળ કહ્યું છે કે અમારે નોકર રાખવાનો નહોતો. છતાં ઘરકામનો બધો બોજો મારી એકલીને માથે ન પડે એવી ગોઠવણ કરી હતી. ઘરમાં જે બે પુરુષો હતા તેમાંના એકે બારીઓ સાફ રાખવી, ને બીજાએ ઓશરી ને આગલું ચોગાન વાળીઝૂડીને સાફ કરવાં, એમ ગોઠવ્યું હતું. હું જરૂરી ચીજોની યાદી કરું તે બધી ચીજો પુરુષોમાંથી જ કોઈ લઈ આવતા. આ વખતે સવારના નાસ્તામાં ફળ, પૂર્ણ ઘઉંની રોટી, અને જેને જોઈએ તેને માટે સૂકાં ફળનું 'માખણ', એટલું લેવાનો રિવાજ અમારે ત્યાં હતો; ને દરેક જણ પોતાને જોઈતી ચીજો તૈયાર કરી લેતું. પુરુષો બધા સવારે વહેલા ચાલ્યા જાય, એટલે ઘરની સાફસૂફી માટે ને સાંજના વાળુ સારુ રાંધવા માટે મારી પાસે દિવસ આખો ફાજલ રહેતો. વાળુ માટે વપરાયેલાં વાસણ ધોવામાં પુરુષો મદદ કરતા. સાંજના કામમાં મારે ભાગે તો ટેબલ પરની ચીજો ઉપાડીને ટેબલ સાફ કરવાનું જ રહેતું. પણ આ ગોઠવણ સન્તોષકારક જણાઈ નહીં. ગાંધીજી અને પોલાકને ભાગે જે ઘરકામ કરવાનું આવે તે કરવા જેટલો વખત એમની પાસે હતો નહીં. એટલે રસોડાના કામમાં મદદ કરવા તથા બારીઓ વગેરેની વાળઝૂડ કરવા એક નાનો હબસી છોકરો થોડા વખત પછી રાખ્યો. પણ તે સાવ કાચો હતો. રસોડાનું ટેબલ મારા કહેવા પ્રમાણે ઘસીને સાફ કરવાને બદલે કાણું બનાવતાં મેં એને જોયો તે પછી મેં એને રજા આપી ને બીજો નોકર રાખ્યો.

આ હબસી નોકરોને ફરસ કે ચૂલો કે બારી સાફ કરતાં શીખવવાની મારી મહેનત ને ગડમથલ જોઈને ગાંધીજીને રમૂજ પડતી. પણ તેમણે એ

પણ જોયું કે મને દહાડા હતા એટલે મને ઘરમાં કંઈક રીતસર મદદ મળવી જોઈએ. એટલે થોડોક વધારે વખત નોકર વિનાનો ગયા પછી છેવટે, મારું પહેલું બાળક જન્મ્યું તે પહેલાં મહિનાએક પર, અમે ઘરના બધા કામ-કાજમાં મદદ કરવાને એક જુવાન હબસી બાઈ રાખી. એને તો જુદી ઓરડી આપવી જોઈએ. સદ્ભાગ્યે બહારની ઓરડીમાં રહેતો હિંદી જુવાન કેટલાક વખતથી જોહાનીસબર્ગ જઈ તેના મિત્રોની સાથે રહેવા માગતો હતો, એટલે તેણે એ ઓરડી છોડી ને આ નવી નોકરે તેનો કબજો લીધો.



આટલામાં અમારે સહુને અતિશય પરિશ્રમ ને ચિન્તા વેઠવાં પડે એવો સમય આવી ચૂક્યો હતો. હિંદી કોમને માથે આફતનાં વાદળ ઝઝૂમી રહ્યાં હતાં. પહેલાંની પેઠે સાંજની વેળાએ શાન્તિથી બેસી ફિલસૂફી ડહોળવાનો વખત જ મળતો નહીં. ઘણીવાર ગાંધીજીને ઘેર આવતાં મધરાત થઈ જતી; અને શહેરમાં પંદર કલાક સખત કામ કર્યા પછી ઘેર પહોંચવા માટે તેમને ચાર માઈલ ચાલવું પડતું. પણ એટલી મોડી રાતે પણ એમનું તે દિવસનું કામ પૂરું થતું નહીં. કેટલાક હિંદી લોકો આસપાસ ઘેરાઈ રહેલી આફતને પહોંચી વળવાના ઇલાજોની ચર્ચા ચાલુ રાખવાને તેમની જોડે ચાર માઈલની મજલ કરતા. ગાંધીજીની સાથે મધરાતે ચાર કે વધારે માણસો આવ્યા હોય એવો બનાવ અસાધારણ ન રહ્યો. વાત કરતાં કરતાં બધા થાકીને લોથપોથ થઈ જાય એટલે આગંતુકોને, સવારે પાછા પગપાળા શહેરમાં જતા પહેલાં, થોડા કલાક ઊંઘ કાઢવા માટે ઘરની ચાલીમાં કે બીજે ગમે ત્યાં ધાબળા નંખાતા. અમારા ઘરની પાસેથી શહેરના મધ્યભાગમાં જવા માટે એક બસ ઊપડતી, પણ એ તો ગોરા લોકોની સગવડ માટે હતી; એમાં કાળા લોકોને બેસવાની છૂટ નહોતી. આનો અર્થ એ કે ગાંધીજીને મળવા આવનાર હિંદીઓ, ખાનગી ગાડી ભાડે લઈ શકે એટલા શ્રીમંત ન હોય તો, તેમને હંમેશાં ચાલીને આવવું જવું પડતું. આ હાડમારી પોતાને પડતી તેની ફરિયાદ ગાંધીજી કદી કરતા નહીં. તેમણે જો ખાસ સગવડ માટે અરજી કરી હોત તો અપવાદરૂપે બસમાં બેસવાની છૂટ મેળવી શકત. પણ જે લાભ કે સગવડ પોતાના ગરીબમાં ગરીબ દેશભાઇઓને ન મળે તે તેઓ પોતે, મળતાં હોય તોપણ, કદી લેતા નહીં. વળી થોડુંક અંતર કાપવું હોય તો માણસે પગે ચાલીને જ જવું જોઇએ

એવો એમનો મત હતો. પણ તેમને સહેજ વાર એકલા મળવાની આશાએ કોઈ અવસ્થાવાળાં હિંદી પુરુષ કે સ્ત્રી પગે ચાલીને આવતાં જતાં ત્યારે તેમને ઘણીવાર બહુ લાગી આવતું.

આ અરસામાં એક બનાવ બન્યો. તે રમૂજી હતો, પણ બન્યો ત્યારે બધાં જરા ભડકી ઊઠેલાં. કેટલાક ભાઈઓ ગાંધીજીની સાથે મોડી રાતે આવ્યા હતા. રાતે એક વાગે તેમાંના કેટલાક ચાલીમાં ધાબળા પર પડ્યા હતા. બીજા આ નાનકડા ઘરની આગલી ઓશરી પર સૂતા હતા. ઘરમાં શાન્તિ છવાઈ ગઈ હતી. માણસો સહુ ઊંઘી ગયા હતા. એટલામાં એક ધીમી ચીસ, અને ઊંહકારા ને ઝપાઝપીના અવાજ સાંભળીને અમે જાગી ગયાં ને ભડકી ઊઠ્યાં. અમારી સૂવાની ઓરડીની નીચે જ ઓશરી હતી ત્યાંથી અવાજ આવતા હતા. શું છે તે જોવા અમે ઉતાવળે ઊઠ્યાં. બારી ઉઘાડી નાખી. એટલામાં કોઈએ શેરીમાં પડતો મોટો દરવાજો ખોલ્યો. અવાજનું કારણ ખોળી કાઢતાં ઝાઝી વાર ન લાગી. બે માણસ બહારગામથી શહેરમાં આવ્યા હતા, અને ગાંધીજીને વિનાવિલંબે મળવાનો એમનો નિશ્ચય હોઈ, તેઓ ચાલીને અમારે ત્યાં પહોંચ્યા હતા. રાત અંધારી હતી. ઘર જડ્યું એટલે તેમણે બારણું ખોળી કાઢવાને ફાંફાં મારવા માંડ્યાં. એ શોધ કરવામાં સૂતેલા માણસ પર તેમાંથી કોઈનો પગ પડેલો. સૂતેલો માણસ એકાએક સફાળો જાગી ઊઠ્યો. તેને લાગ્યું હશે કે ચોર તેના પર હુમલો કરી રહ્યો છે. એટલે તેણે તરત જ સામો ધબ્બો લગાવ્યો. પછી તો દીવા સળગાવ્યા, માણસો બધા અંદર આવ્યા, ને વધારે વાતચીત ચાલી. મને લાગે છે અમને કોઈને તે રાતે ઝાઝી ઊંઘ આવી નહીં. આ વિચિત્ર ધાંધલથી કોઈને ઈજા ન થવા પામી એટલું માત્ર સદ્‌ભાગ્ય.

મનુષ્યને સહજ એવી આ પ્રકારની ઘટનાઓ તે બનતી વેળાએ બધાને ગભરાવીને બેચેન કરતી ખરી, છતાં એને લીધે એ દિવસોની ચિન્તાનો ભાર હળવો થતો. અતિશય આકરી કસોટીના દિવસોમાં પણ હેતપૂર્વક હસવાને માટે કંઈક સામગ્રી મેળવતાં અમે શીખ્યાં. દરેક વસ્તુની રમૂજી બાજુ જોવાનું ગાંધીજી કદી ચૂકતા નહીં. ઘણા વસમા બનાવોનો દુઃખદ અંત આવતો અટકાવવામાં તેમનું સ્મિત અને તેમના મુખમાંથી નીકળેલા થોડાક ઠંડા પાડનારા શબ્દો ઘણો ફાળો આપતાં.

## : ૭ :

વકીલમંડળમાં તેમજ અસીલવર્ગમાં ગાંધીજીએ ઘણા કુશળ વકીલ તરીકે સારી નામના મેળવી હતી. ન્યાયાધીશોનાં મનમાં પણ એમના પ્રત્યે ભારેમાં ભારે આદર હતો. ઓફીસમાં ઘણું કામ હોય ત્યારે ગાંધીજી અને મારા પતિ સાંજે ઘેર કેસોની ચર્ચા ચલાવે. કાયદાની ઘણી અટપટી ગૂંચોની ચર્ચા વખતે હું હાજર રહેતી. કેટલીકવાર કોઈ કેસમાં રહેલા કાયદાને મુદ્દાને લીધે નહીં, પણ ગાંધીજીના મન પર એને વિષે જે છાપ પડી હોય તેને લીધે, એમાં રસ પડતો. એવો એક કેસ નીચે આપ્યો છે.

વસ્તુ નાની ને નજીવી હતી. એક માણુસ પર ચોરીનું તહોમત મુકાયું હતું, ને તેણે ગાંધીજીને પોતાનો બચાવ કરવા વિનંતી કરી હતી. એક વાત સહુને જાણીતી હતી. ગાંધીજી જે માણસને ગુનેગાર માનતા હોય તે ' ગુનેગાર નથી ' એવું અદાલતની આગળ કદી ન કહે. ગુનેગારે કેવા સંજોગોમાં વિવશ બનીને ગુનો કર્યો એ વર્ણવી ગુનાની ગંભીરતા હળવી કરવાનો પ્રયત્ન કરે; પણ મૅજિસ્ટ્રેટ સમક્ષ ઊભા રહી જાણીજોઈ ને અસત્ય કદી બોલે નહીં. અસીલે પોતાને છેતર્યા છે એમ માલૂમ પડતાં તેની ' બ્રીફ ' મૂકી દઈ તેઓ અદાલતમાંથી ચાલ્યા ગયાના અનેક પ્રસંગ બન્યા હતા, એ પણ જાણીતું હતું. દરેક અસીલને આ વાતની ચેતવણી પહેલેથી આપવામાં આવતી, અને એ સમજીને જ તે ગાંધીજીને વકીલ તરીકે રોકતો.

એટલે, હું જેની વાત કરું છું તે દાખલામાં તહોમતદાર ગાંધીજીને મળ્યો ત્યારે તેમણે તેની બહુ ઝીણવટથી તપાસ કરી. થોડી જ વારમાં પેલાએ કબૂલ કર્યું કે એણે ગુનો કર્યો હતો.

ગાંધીજી કહે : " પણ તમે શા સારુ ગુનો કર્યો ? તમે ચોરી કરો છો એની તમને ખબર હતી. એને માટે શી સજા થાય એ પણ તમે જાણતા હતા. છતાં તમે ચોરી શા સારુ કરી ? "

પેલાએ છેવટનો જવાબ આપી દીધો : " મારે જીવવાનું હતું તેથી. "

" તમારે જીવવાનું હતું તેથી ? " ગાંધીજીએ હળવે સાદે પેલાનાં વચનનો પડઘો પાડ્યો. " શા સારુ ? "

આ બનાવ વિષે, ને ગાંધીજીએ છેવટે પૂછેલા 'શા સારુ' શબ્દ વિષે, મેં ત્યારપછી ઘણીવાર વિચાર કર્યો છે. એમનું મન કેવી રીતે કામ કરી રહેલું હતું તે આ શબ્દો પરથી જણાઈ આવતું હતું. "તમારે શા સારુ જીવવું પડે છે? તમે જગતના જીવનમાં શો ફાળો આપો છો?" એ સવાલ એમની નજર સામે હંમેશાં રહેતા.

બીજે એક પ્રસંગે એક અસીલ રવિવારે સવારે આવીને ગાંધીજીને કહેવા લાગ્યો કે "મને એક ગંભીર આરોપસર તરતમાં જ પકડેલો ને જામીન પર છોડ્યો હતો." ગાંધીજી બીજે દિવસે અદાલતમાં તેની વતી હાજર રહે એમ કહેલા તે આવેલો. ગાંધીજી પર કામનો હદપારનો બોજો પડતો હતો એ મારા પતિની જાણમાં હતું. એટલે રવિવારે જ્યારે મન ને શરીરને આરામ આપી તેનો થાક ઉતારવો જોઈએ ત્યારે પણ ગાંધીજી અસીલને મળે એ સામે તેમણે રાવ ખાધી. ગાંધીજીના જવાબમાં હળવો પણ સોંસરો ઊતરી જાય એવો ઠપકો ભરેલો હતો:

"જે માણસ પર આફત આવી પડી હોય તેને રવિવારનો આરામ ન સૂઝે! આ માણસ દુ:ખી ને ચિન્તાતુર છે. આ કેસમાં જેમ તે ગુનેગાર છે, તેમ ગુનેગાર હોય તોપણ હું એને મળવાની ના કેમ પાડી શકું?"

એકવાર અમુક વખત સુધી ઑફીસના હિસાબ સંભાળવાનું કામ મારા પતિને માથે હતું. તેમણે જોયું કે એક અસીલની પાસે ઘણીવાર ઉઘરાણી કરવામાં આવેલી, છતાં ગાંધીજીની ફીની ઘણી મોટી રકમ તેને માથે ચડી ગઈ હતી. પેલાની બેપરવાઈ બહુ ભારે હતી. એટલે મારા પતિએ પૈસાની નોટિસ ઘડી કાઢી; દેવું જલદી ભરપાઈ ન થાય તો દાવો કરવાની ધમકી આપી, ને કાગળ ગાંધીજી પાસે સહી માટે મૂક્યો. પણ ગાંધીજીએ તો એમને બોલાવ્યા ને કહ્યું:

"અસીલોના કહેવાથી તેમની વતી હું ગમે તેમ કરતો હોઉં, પણ મારું પોતાનું લેણું વસૂલ કરવા હું કાયદાનો આશરો કદી લેતો નથી, એની તમને ખબર નથી? માણસને ધમકી આપીને કે બળજબરી વાપરીને પ્રામાણિક બનાવી શકાતો નથી. એટલે અસીલ જો રાજીખુશીથી પૈસા ન આપે તો, એની પાસેથી તત્કાળ ફી ન લીધી ને લેણું ચડવા દીધું એમાં મેં કરેલી મૂર્ખાઈ ને અગમચેતીના અભાવ માટે મારે સહન કરવું રહ્યું."

વકીલાતને અંગેની બીજી એક વાત આ પ્રમાણે છે. ડૉ. ક્રાઉઝે અત્યારે દક્ષિણ આફ્રિકાની વરિષ્ઠ અદાલતના ન્યાયાધીશ છે. તે વેળા જાણીતા વકીલ હતા. એક કાળે તેમણે બ્રિટિશ સરકારની સખત નામરજી વહોરી લીધી હતી. બોઅર યુદ્ધ દરમ્યાન તેમના પર રાજદ્રોહનો મુકદ્દમો ચલાવવામાં આવેલો; તેમાં કેદની સજા અપાયેલી; ને તેમને બારિસ્ટરીનું પ્રમાણપત્ર આપનાર લંડનની વકીલાતી સંસ્થાએ (ઇને) તેમનું પ્રમાણપત્ર રદ કર્યું હતું. યુદ્ધ પછી શાંતિ થઈ અને ટ્રાન્સવાલમાં બ્રિટિશ અમલની સ્થાપના થઈ ત્યારે, વિલાયતનું વકીલાતી પ્રમાણપત્ર ફરી મળે એ ઉદ્દેશથી, તેમણે ટ્રાન્સવાલની વડી અદાલતમાં એડવોકેટ તરીકે ફરી દાખલ થવા માટે અરજી કરી, ને તે મંજૂર પણ થઈ. ગાંધીજી યુદ્ધ પહેલાં એમને જોહાનીસબર્ગમાં સરકારી વકીલ તરીકે ઓળખતા હતા, ને વકીલાત દરમ્યાન એમણે ગાંધીજી પર ઘણીવાર નાના નાના ઉપકાર કરેલા. ડૉ. ક્રાઉઝેની અરજી સુનાવણી માટે નીકળી, તે દિવસે ગાંધીજી અનાયાસે ધંધાને અંગે અદાલતમાં હાજર હતા. ડૉ. ક્રાઉઝેને સહુથી પહેલું અભિનંદન તેમણે આપ્યું; અને તેમને વકીલાતના હક અને અધિકાર ફરી મળ્યાની નિશાનીરૂપ જે વકીલ તરીકેનો ઝભ્ભો, તે ફરી પહેરવામાં ઘણા સંતોષથી મદદ કરી. એક વિચાર આવતાં જરાક વિચિત્ર લાગે છે કે ત્યારપછી લંડનના ઇનિર ટેંપલે ગાંધીજીનું પોતાનું બેરિસ્ટર તરીકેનું પ્રમાણપત્ર ખેંચી લીધું છે; પણ મને લાગે છે ગાંધીજીનું નામ બેરિસ્ટરોની યાદીમાં ફરી દાખલ થવાની ક્રિયામાં ભાગ લેવાનો આનન્દ ડૉ. ક્રાઉઝેને કદી મળવાનો નથી; કેમકે ગાંધીજી હવે પોતાને 'ખેડૂત ને વણકર' ગણાવે છે, અને વકીલાત તો તેમણે વરસો પર સદાને માટે છોડી દીધી છે. "કાયદાનો છેવટનો આધાર તો પશુબળ જ છે," એમ તેઓ અનેકવાર કહેતા.



હું જાતજાતના ખોરાકના અખતરા કરતી, ને જુદાં જુદાં શાક કે ફળ કે અનાજની સરસ ને સ્વાદિષ્ટ વાનીઓ બનાવવાનો પ્રયત્ન કરતી. પણ ઘણીવાર તો એ અખતરા સાવ નિષ્ફળ નીવડતા એની મને ખબર હતી. ગાંધીજી ને મારા પતિ મન કઠણ કરીને એ વાની ખાતા ને સામાન્યપણે તેનાં વખાણ કરતા. પણ ઘણીવાર તેઓ બહારથી આવેલા બીજા માણસો સાથે વાતચીત

કરતા હોય; એટલે મને લાગતું કે તેઓ શું ખાય છે તે તરફ તેમનું ધ્યાન ગયું નથી. ઘણીવાર તો એ જ સારામાં સારી વાત થઈ પડતી!

એ વરસોમાં અમે ખોરાકના તરેહતરેહના અખતરા કરતાં. કેટલાક મહિના સુધી કશી ચીજમાં મીઠું જ ન નંખાતું. મસાલા પણ ન વપરાતા. આવી રસોઈ મને ભાવતી તો નહીં, છતાં હું તેની અજમાયશ ચાલુ રાખતી. બીજી એકવાર કેટલાક મહિના ખાંડ વાપરવાનો પ્રતિબંધ પાળેલો. તેમાં હેતુ એ હતો કે ગિરમિટિયા મજૂરોની મહેનતથી બનેલી ચીજ ન વાપરવી. ગળપણમાં હું ખજૂર કે સૂકી દ્રાક્ષા વાપરતી. બીજે એક કાળ બધો ખોરાક દેવતા પર ચડાવ્યા વિના લગભગ કાચો, ઑલીવ ઑઇલ ભેળવીને, ખાવાનો હતો. મારે આવી ચીજો જ ખાવી ને બીજું કશું ન જ ખાવું, એવું બંધન મારે માટે ન હતું; પણ ગાંધીજી અને મારા પતિ દરેક પ્રયોગ એકીવારે અમુક અઠવાડિયાં કે મહિના સુધી ચલાવતા; અને એમ કરતાં જે ખાવાનું મળે તે બહુ ભાવે છે એમ કહેતા. દરેક વસ્તુ આરોગ્ય અને પોષણની દૃષ્ટિએ કેટલી ઉપયોગી છે તેની બહુ જ ગંભીર ચર્ચા થતી; અને તે તે વસ્તુ માણસના શરીર તથા ચારિત્ર પર શી અસર કરે છે તે ઝીણવટથી તપાસાતું. કાંદાને રક્તશોધક ગણીને અમુક વખત સુધી કાચા કાંદા સમારીને રોજ સાંજે ખવાતા. મેં સાંભળ્યું કે ગાંધીજી અને બીજા થોડાક મિત્રોને સ્પેનિશ કાંદાનું કચુંબર બહુ ભાવતું; અને હું આવી તે પહેલાં તેઓ દરરોજ જોહાનીસબર્ગના એક શાકાહારી ઉપાહારગૃહમાં જતા; ને એ મંડળીને તેઓ રમૂજમાં 'કાંદા-ખાઉનો સંઘ' કહેતા! છેવટે ગાંધીજી એવા નિર્ણય પર આવ્યા કે કાંદા કામ-વિકારને ઉત્તેજિત કરનાર છે, તેથી એ પડતા મુકાયા. ગાંધીજીએ કહ્યું કે દૂધ પણ વિકારોત્તેજક છે; તે પછી દૂધનો પણ ત્યાગ કરવામાં આવ્યો. કાચા કાંદા ગયા એની મને પરવા નહોતી, પણ દૂધ છોડવામાં આવ્યું એને વિષે તો મેં સવાલ ઉઠાવ્યો જ.

મેં કહ્યું: "દૂધ જો વિકારોને જાગૃત કરતું હોય, તો ધાવણાં ને ઊછરતાં બાળકો માટે એ ઉત્તમ આહાર કેમ છે?"

ગાંધીજી કહે: "બાળકોને માટે યોગ્ય આહાર તો માનું ધાવણ છે. પણ એ કંઈ મોટેરાંઓને માટે નથી."

મેં કહ્યું: "મોટેરાંઓને માટે કદાચ ન હોય, કેમકે એ ધાવણાં બાળકોનો આહાર છે. પણ દૂધ વિકારોત્તેજક છે એ વાતમાં આ જ દલીલ વાપરી શકાય એમ નથી. એ વાત સાચી હોય તો દૂધ પાઈને ઉછેરેલું બાળક એ અતિશય અકુદરતી એવું નાનકડું પશુ બની રહે. નાના બાળકને દૂધ પાવામાં આવે છે માટે એનામાં વિષયવિકાર જાગે છે, એમ કહ્યું હોય તો કેવું લાગે એનો વિચાર કરો. એ વાજબી તો ન જ ગણાયને!"

છતાં ગાંધીજીએ ફરી દૂધ નિયમિત ખાવું શરૂ કર્યું નહીં, અને આખરે તેમણે જિંદગીમાં કદી ગાયભેંસનું દૂધ ન ખાવાની પ્રતિજ્ઞા લીધી. એ પ્રતિજ્ઞા તેમણે ત્યારથી આજ લગી પાળી છે. પણ, આગળ પર જોઈશું તેમ, બાને સંતોષ આપવાને ખાતર, તેમણે બકરીનું દૂધ લેવું શરૂ કરેલું, કેમકે એમ કરવાથી એમની પ્રતિજ્ઞાના અક્ષરનું પાલન થતું હતું.

એકવાર મેં ગાંધીજીને કહ્યું: "આહારને વિષે ખાઉધરા લોકો કરે એના જેટલી જ વાત લગભગ આપણે કરતાં હઈશું. બીજા ઘણાખરા લોકોના કરતાં તો આહારની ચર્ચા ને વાતચીત વધારે કરીએ જ છીએ. આ ખવાય ને આ ન ખવાય એના વિચાર નિરંતર આપણાં મનમાં ચાલતા લાગે છે. કેટલીકવાર મને થાય છે કે આપણે ગમે તે ખાઈ લઈએ ને એને વિષે બિલકુલ વિચાર જ ન કરીએ તો સારું થાય."

"માંસ પણ?" ગાંધીજીએ જાણે મને ખીજવવા માટે પ્રશ્ન કર્યો.

મેં જવાબ દીધો: "માણસ મોઢાની અંદર શું મૂકે તે પરથી નહીં, પણ તેના મોઢામાંથી શું નીકળે છે તે પરથી, એનો ન્યાય થશે."



મિત્રચારીમાં વિવેકને કેટલું સ્થાન છે ને તે કેટલે અંશે ઉપયોગી છે એની વાત અમારી વચ્ચે એક દિવસ ચાલતી હતી. મેં કહ્યું કે "હું કોઈ માણસને પ્રિય છું એટલા માટે, કોઈ અજાણ્યા પ્રત્યે બતાવાય એટલો વિવેક મારી પ્રત્યે બતાવવાની જરૂર નથી, એ વિચાર મને તો રુચતો નથી."

ગાંધીજી કહે: "પણ પ્રેમ અને મિત્રતાનો વિશેષ અધિકાર જ એ છે કે તેને બહારનો વિવેક બતાવવાપણું રહેતું નથી."

" બહારનો વિવેક બતાવવો એમ હું નથી કહેતી. પણ, દાખલા તરીકે કોઈ માણસ પોતાની પત્નીને માટે ઊઠીને બારણું ઉઘાડવા ન જતો હોય, છતાં તેણે પરાયા માણસને માટે એવી રીતે બારણું ઉઘાડવું એ યોગ્ય શા સારુ ગણાવું જોઇએ ?"

" પણ માણસને પોતીકાંનો વિચાર હંમેશાં કર્યા કરવો નથી પડતો. પોતીકાં માણસ એ તેનું પોતાનું અંગ છે."

મેં વાંધો લેતાં કહ્યું : " એ દલીલ મારા હૃદયને રુચે છે પણ મગજને રુચતી નથી."

ગાંધીજી કહે : " તો તમારું મગજ બગડેલું કહેવાય. મેં તમને ઘણીવાર કહ્યું છે. તમારે એના પર વિશ્વાસ ન રાખવો જોઇએ." કહીને ગાંધીજી હસ્યા.

મેં કહ્યું : " હું મજાક નથી કરતી. તમારો ખરેખરો વિચાર શો છે તે હું જાણવા માગું છું."

" માણસ પોતાના હાથનો વિચાર કરે છે ખરો ? કે એના તરફ ખાસ ધ્યાન આપે છે ? બેશક નહીં જ. એ એનું પોતાનું અંગ છે, ને શરીરના બીજા ભાગોની સાથે એની સંભાળ લેવાય જ છે. આપણાં નજીકમાં નજીકનાં સગાંની સ્થિતિ એના જેવી છે. તેઓ આપણાં અંગ જ છે. તેમને આપણે ભૂલી જઇએ છીએ એવો આભાસ કદાચ થાય, પણ વસ્તુતઃ તે નિરંતર આપણા ધ્યાનમાં હોય જ છે."

" મને લાગે છે, કોઈ સહેજ દૂરના માણસની પેઠે મારો પણ વિચાર રખાય એ મને કેટલીકવાર ગમે. જેઓ મારે વિષે પ્રેમ ધરાવતાં હોય તેઓ મને પોતાના શરીરનું અચેતન અંગ ગણીને મને કોરે મૂકી દે એ મને ગમે નહીં !"

ગાંધીજી કહે: " તો પછી તમારે શું જોઈએ છે ?"

" પ્રેમીજનો મારા તરફ દુર્લક્ષ કરે એટલે સુધી એમના પ્રેમની કિંમત આપવી મને પસંદ નથી. મને તો લાગે છે કે હું બીજા માણસને ચાહું છું એટલા માટે મારે એને મારી સારામાં સારી બાજુ બતાવવી જોઈએ; તેમજ નાની નાની વાતોમાં વિવેક ને વિનયની અપેક્ષા રાખવાનો પ્રેમ અને મિત્રતાને હક છે તે વિવેક ને વિનય બતાવવાની તકો માણસે ખોળવી જોઈએ."

"પણ તમે બીજાના હૃદયનો ભાવ જાણતાં હો, તો પછી એ વિષે તમને કહેવું કે તમને તે બતાવવું જોઈએ એમ તમે ઇચ્છો ખરાં ?"

મેં કહ્યું : "હા, ઇચ્છું. જરૂર ઇચ્છું છું."

"એને અભેદ કે તાદાત્મ્ય ન કહેવાય. સાચા પ્રેમમાં એવાં અભેદ કે તાદાત્મ્ય હોવાં જ જોઈએ !"

મેં કહ્યું : "મને લાગે છે આપણે ઊંડા પાણીમાં ઊતરતાં જઈએ છીએ. પાછાં શરૂઆતથી આરંભ કરીએ. મેં કહેલું, ને ફરી કહું છું, કે જેઓ આપણા વિવેકનાં પ્રથમ અધિકારી છે તેમના પ્રત્યે વિચારપૂર્વક વિવેક ને સંયમ દાખવવાની પરવા ન રાખવી, ને પરાયા માણસો જોડે જ હસીને બોલવું, એ અયોગ્ય છે. હું એમ બનતું જોઉં છું ને મને ખેદ થાય છે, કેમકે હું એને વાજબી ગણતી નથી."

"તો પછી તેનો વિચાર કરીને અકળાવાનું મૂકી દો !" ગાંધીજીએ છેવટનો જવાબ આપતાં કહ્યું.



ગાંધીજીને અગવડ ભોગવવાનો શોખ છે એમ હું કહેતી, ને એ પણ અમારી વચ્ચે ચર્ચાનો — અથવા કહો કે લગભગ તકરારનો — વિષય થઈ પડતો.

મેં એકવાર એમને કહ્યું : "દરેક વસ્તુ કરવાની સૌથી અગવડવાળી જે રીત હોય છે તે જ તમે કેમ પસંદ કરવા માગો છો એ હું સમજતી નથી."

ગાંધીજી કહે : "પણ મને એ અગવડભરેલી નથી લાગતી. તમારી ફરિયાદ શાની સામે છે ?"

"તમે ઘણાં કામ કરો છો તે કરતાં તમને અગવડ જ પડતી હોવી જોઈએ. એવી અગવડ ભોગવવી પડે છે માટે તમે ભોગવો છો એવું નથી; પણ સિદ્ધાન્ત વિષેના વિચિત્ર ખ્યાલને લીધે જ તમે જાણીબૂજીને અગવડ વહોરી લો છો. તમારે એક જગાએથી બીજી જગાએ જવાનું હોય, તો સુંવાળા ઘાસ પર થઈને ન જતાં, પથરાવાળો રસ્તો છે કે નહીં એની જ તપાસ તમે હંમેશાં કરો છો."

" સુખચેન અને એશઆરામ એ ઘણીવાર ઈશ્વરથી દૂર લઈ જનારા રસ્તા હોય છે. શરીર જ્યારે વિષયસુખ અને ઈંદ્રિયોનો આરામ માગતું હોય ત્યારે આપણે એને એની મરજી મુજબ ન જવા દેવું જોઈએ. "

" પણ તમારે શરીરને હંમેશાં ચાબખા જ લગાવ્યાં કરવા એવું તો ઈશ્વર ઇચ્છતો નથી. "

" શરીરને કારણે તમારે ઈશ્વર તરફ આંખ મીંચવી એમ પણ તે ઇચ્છતો નથી. "

" ના, હું એ કબૂલ કરું છું. પણ મને એટલું તો ચોક્કસ લાગે જ છે કે ઈશ્વરે ફૂલોથી સુશોભિત રસ્તો આપણે વાપરવા માટે બનાવ્યો છે. આપણે આ ફૂલોને અવગણવાં, ને પગ છોલાઈ જાય એવા ખડબચડા પથ્થર શોધીને તેના પર ચાલવું, એવી તેની ઇચ્છા છે એમ હું માની શકતી નથી."

" આપણે ઈશ્વરની સેવા કરતાં આપણા શરીરનાં સુખચેનને અધિક મહત્ત્વનાં ગણીએ, ને શરીરની સેવામાં જ ગરકાવ થઈ જઈએ, એ ભય આપણી સામે પડેલો છે."

મેં કહ્યું: " પણ આપણે ઈશ્વરની રચેલી સૃષ્ટિનું સૌન્દર્ય માણીએ છીએ એટલા માટે એમ ન કહેવાય કે આપણે ઈશ્વરની અવગણના કરીએ છીએ. ઘાસના કરતાં પથરા અધિક અંશે ઈશ્વરના છે શું ? "

" એશઆરામ અને આળસમાં પડ્યા રહેવાની લાલચ આપણી સામે હંમેશાં પડેલી હોય છે; ને તેની સામે આપણે ચેતતા રહેવાનું છે. "

પણ ગાંધીજી આવી ધૂનમાં હોય ત્યારે એમની સાથે દલીલ કરવી નકામી હતી. એમના મનનું સ્વાભાવિક વલણ રસિકતા તરફ નહીં, પણ તપ ત્યાગ સંયમ તરફ હતું. અને એટલું કબૂલ કરવું જોઈએ કે જેલજીવનની અગવડો ને હાડમારીઓ વેઠવાનો વખત આવ્યો ત્યારે, એમનું આ વલણ અને કઠણ સાદા જીવનનો તેમણે નિરંતર પાડેલો અભ્યાસ બંનેએ એમને ઘણી મદદ કરી. લડતને વખતે કષ્ટો વેઠવા વારો આવે ત્યારે તે વેઠી શકાય એટલા માટે શાન્તિકાળમાં જ એવું કષ્ટ સહેવાની ટેવ પાડવી, એમ એમના સાથીઓ ને અનુયાયીઓને કહેવાનો એમને અધિકાર હતો.



૧૯૦૬ માં ગાંધીજી થોડા વખત માટે વિલાયત ગયા હતા. ત્યાંથી પાછા આવીને તેમણે સામાન ખોલ્યો તેમાંથી એક કાગળે વીંટેલું નાનું ખોખું મને આપ્યું.

"લો ભેટ," તેમણે કહ્યું.

દોરા છોડીને ખોખું ઉઘાડતાં મને નવાઈ તો લાગતી હતી. કેમકે મનની ઉદારતા ગાંધીજીના સ્વભાવમાં જ હતી, તોપણ આમ સીધી રીતે ભેટ આપવાની ટેવ એમને નહોતી.

મેં પૂછ્યું : " શું છે ?"

" ખોલીને જુઓ, " તેમણે જવાબ આપ્યો.

મારા પતિ એ જ ઓરડામાં હતા. હું ખોખું ખોલતી હતી તે બધો વખત મારી ઉપર નીચા વળીને જોઈ રહ્યા હતા. ખોખું ઊઘડ્યું તો એમાં તો ગયેલા વાળ પાછા ઉગાડવાની કંઈક દવાની બહુ જ ભભકાદાર બાટલી ! મેં બાટલી તરફ જોયું, ને પછી ગાંધીજી તરફ નજર નાખી. બાટલીનો ભેદ હું કળી શકી નહોતી.

" આના મને બે પાઉંડ પડ્યા !" એમણે નિસાસો નાખીને કહ્યું.

" બે પાઉંડ !" મેં એમના શબ્દોનો પડઘો પાડ્યો. વાત માન્યામાં આવતી નહોતી. " તમે એ શાને માટે ખરીદી ?"

" મેં બેવકૂફી કરી. ને એ બેવકૂફી છે એમ કબૂલ કરવા જેટલી હિંમત હું ન બતાવી શક્યો. એકવાર હું હોટેલના (લંડનમાં તેઓ હોટેલ સીસીલ નામની એક મોટી હોટેલમાં રહેલા) સલૂનમાં વાળ કપાવવા ગયો. મને ઉતાવળ હતી, ને મન કંઈક બીજી વસ્તુઓના વિચારમાં હતું. હજામ કહે : 'તમારા વાળમાં ખોડો છે એને માટે કંઈક ઈલાજ જરૂરનો છે.' તેણે કંઈક દવાનું નામ પણ સૂચવ્યું. એ શું કહેતો હતો એ તરફ મારું પૂરું ધ્યાન નહોતું. એટલે, એણે જ્યારે આગ્રહ કર્યો, ને મારી ઓરડીએ કશાકની બાટલી મારા વાપર માટે મોકલવાની પરવાનગી માગી, ત્યારે મેં હા પાડી. આ ખોખું પહેલું જોયું ત્યારે મેં એને ઉઘાડ્યું સરખું નહીં. થોડા દિવસ પછી હું અહીં આવવા નીકળવાની તૈયારીમાં હતો, ત્યાં તો આ ભમરાળી વસ્તુને માટે એ

પાઉંડનું બિલ મારા હાથમાં મૂકવામાં આવ્યું! મને તો એ ચીજની જરૂર નહોતી, પણ મને થયું કે તમને કદાચ એ વાપરવી ગમે!"

મેં એમનો આભાર માન્યો. પછી અમે ત્રણેય જણ ખડખડાટ હસી પડ્યાં, ને હસીહસીને વાજ આવ્યાં. બે પાઉંડની બાટલી ઘરમાં કાયમની રમૂજનો વિષય થઈ પડી. મને યાદ છે કે એમાં ભરેલી દવા તો છેવટે અમે મોરીમાં જ ઢાલવી દીધેલી. એ વાપરી હોત તો માથાને કોણ જાણે શુંયે નુકસાન થાત!

: ૮ :

હિંદીઓની લડતમાં એકવાર ટૂંકો વિરામકાળ આવ્યો તે દરમ્યાન મારા પહેલા બાળકનો જન્મ થયો. આ બનાવથી ગાંધીજીને ઘણો આનન્દ થયેલો દેખાયો, અને એ બાળક એક નવા માનવી સ્નેહસંબન્ધનું કેન્દ્ર થઈ પડ્યું. તેના જીવનની એકેએક નાની વીગતમાં ગાંધીજી ભારે રસ લેવા લાગ્યા. જન્મ વેળાનું તેનું વજન, તેનો ખોરાક અને વિકાસ, તેણે બતાવેલાં બુદ્ધિમત્તાનાં પ્રથમ ચિહ્નો, અને પોતાની મરજી પ્રમાણે વર્તવાનો તેનો દેખીતો નિશ્ચય — ટૂંકામાં, તેના શારીરિક અને માનસિક જીવનની એકેએક વીગતમાં મારા પતિ ને મારા જેટલો જ ઊંડો આનન્દ ગાંધીજીને પણ આવતો.

અત્યારે વિચાર કરતાં મને એમ નથી લાગતું કે અમને કોઈ ને ધાવણા બાળકની માવજત ને કેળવણીનું ઝાઝું જ્ઞાન હતું. મારી પાસે આયા નહોતી, અને મા તરીકે જે જ્ઞાન જોઈએ તે પણ મારામાં નહોતું, એટલે બાળકને કેમ ઉછેરાય એને વિષે હું સાવ અજાણ હતી. મારે દુર્ભાગ્યે હું શહેર બહાર એટલે દૂર રહેતી હતી કે મારે જે સલાહ અને મદદની જરૂર હતી તે મને મારા કરતાં ઉંમરે મોટી ને વધારે અનુભવી સ્ત્રીઓ પાસેથી મળી ન શકે. ગાંધીજી માનતા કે માતૃપ્રેમની સ્વયંભૂ વૃત્તિ જ માને શીખવે છે કે બાળકને માટે શું સારું ને શું યોગ્ય. એટલે મારા બાળકની જરૂરિયાતની બાબતમાં પ્રેમને માર્ગદર્શક માનવામાં આવેલો. નાના ધાવણા બાળકની સારામાં સારી માવજત કેમ થાય એ વિષે ઘણી ગંભીર ચર્ચાઓ પણ થતી.

આજે સારી ને તાલીમ પામેલી આયા બાળક જન્મે તે દિવસથી જ તેને યોગ્ય શિક્ષણ આપવા માંડે છે. મારા બાળકના જન્મ વેળાએ મારી

પાસે જે આયા હતી તેને આજના જેવી તાલીમ જરાયે મળેલી નહીં. એટલે બાળકને શરૂઆતથી જ સારી ટેવો પડાવવામાં, અથવા મને સલાહ આપવામાં, તેનો કશો ઉપયોગ થાય એમ ન હતું તેથી મારું બાળક ઘણુંખરાં સામાન્ય બાળકોથી ઊલટી રીતે વર્તતું. ઊંઘવાને ખરે વખતે તેને ઊંઘવાનું મન થાય જ નહીં. ખાસ કરીને આ વસ્તુ રાતે સ્પષ્ટ દેખાઈ આવતી. ગાંધીજી વિચાર કરીને એવા નિર્ણય પર આવ્યા કે બાળક ઊંઘવા ન માગતું હોય એવી વેળાએ એને સમજાવીને કે પરાણે ઊંઘાડવાનો પ્રયત્ન કરવો નકામો દેખાય છે. તેઓ કહે: "હવે બાળક માની અનુકૂળતા પ્રમાણે વર્તતું નથી કે વર્તવા માગતું નથી, તો પછી માએ બાળકની અનુકૂળતા પ્રમાણે વર્તવું જોઇએ. દહાડે કે રાતે ગમે તે વખતે બાળક ઊંઘે ત્યારે તમારે પણ ઊંઘવાનો પ્રયત્ન કરવો રહ્યો."

મને આ સલાહમાં શાણપણ લાગ્યું નહીં, છતાં મેં એની અજમાયશ કરી જોઇ. પણ તેમાં સફળતા ન મળી. આટલી મુસીબત જાણે પૂરતી ન હોય તેમ મારી હબસી ચાકરડીને ગામ બહાર એકાન્તમાં રહેવું ગમ્યું નહીં એટલે તે ચાલી ગઈ, ને મારે એકલે હાથે જે કંઈ થઈ શકે તે કરવા વારો આવ્યો.

અમે બીજી 'કાળી' કામવાળી મેળવી, ને તેની સાથે બીજી એક જાતનો પ્રયોગ કર્યો. જીવમાત્ર સમાન છે એવો અમારો સિદ્ધાન્ત છે, અને અમે વર્ગભેદની કૃત્રિમ દીવાલોને માનતાં નથી, એમ અમે ઘણીવાર કહેલું. એટલે અમે આ નવી કામવાળી — અડધી હબસી ને અડધી 'ગરીબ ગોરા' ખવાસની — રાખી ત્યારે એમ ગોઠવ્યું કે મારે તેની સાથે અમારા આદર્શ અને સિદ્ધાન્ત વિષે સરસ વાત કરવી, ને પછી તેને ટેબલ પર અમારી સાથે જમવા બેસવા બોલાવવી. એમ બેવાર તો એ આવી; જોકે બધો વખત અતિશય ભયભીત દેખાતી હતી. પછી તેણે અમારી સાથે ફરી જમવા બેસવાની ઘસીને ના પાડી. 'અમારી સાથે બેસીને જમવાને બદલે એકલી બેસીને જમવાનું તને કેમ વધારે ગમે છે?' એમ મેં એને પૂછ્યું. તેણે કંઈ કારણ ન આપતાં એટલું જ કહ્યું કે 'મને ગમતું નથી.' બે અઠવાડિયાં પછી તે નાસી ગઈ. મારી પાસેથી પૈસા કે બીજું કશું લેવાને પણ ન થોભી. પોતાની જે કંઈ ચીજો હતી તે પેટીમાં ઘાલી દીધી, અને એક દિવસ પરોઢિયે કોઇ ઊઠ્યું પણ નહોતું તે પહેલાં ચાલતી થઈ. અમારા હેતથી એ હબકી ગઈ હતી

એ સ્પષ્ટ હતું. એટલે અમારો એક બીજો સિદ્ધાન્ત ઊડી ગયો. આવો અખતરો મેં ફરી કર્યો નહીં. ગાંધીજીએ મને કરવાનું કહ્યું પણ નહીં. તે પછી મેં શુદ્ધ બસુટો ખવાસની એક બાઈ મેળવી. જે માણસ એક કાળે એ જાતિનો સરદાર હતો તેના કુટુંબની એ હતી. જગતના જુદા જુદા ભાગમાં જ્યાં હું રહી છું ને નોકરો રાખ્યા છે ત્યાં મને મળેલી સારામાં સારી, અતિશય મદદગાર ને વફાદાર કામવાળીઓમાંની એ એક હતી. તે મારે ત્યાં થોડાં જ અઠવાડિયાં રહી, કેમકે તેનો પતિ શહેરના બીજા એક ભાગમાં રહેતો હતો ત્યાં તેની સાથે રહેવા એને જવું પડ્યું. પણ તેણે મારી પ્રત્યે ને મારા બાળક પ્રત્યે જે હેત ને કાળજી બતાવ્યાં તે હું હજુ પણ આભારપૂર્વક યાદ કરું છું.



અમે આ નાનકડા બંગલામાં રહેતાં હતાં તે દરમ્યાન એક હિંદીએ ગાંધીજીનો જીવ લેવાનો પ્રયત્ન કરેલો; અને કેટલાક ગોરા મિત્રો તેમને બચાવવા ગયેલા તેમને ત્યાં તેઓ લાંબા વખત સુધી પથારીવશ રહ્યા હતા. તેમની ગેરહાજરી દરમ્યાન અમે પરામાંનું આ ઘર છોડી શહેરમાં એક નાનું ઘર લીધેલું. ગાંધીજી સાજા થઈ ને ત્યાં આવ્યા, છતાં હજુ એમને અશક્તિ ઘણી હતી. અહીં વિશ્રાંતિ લઈ તેઓ ગયેલું સ્વાસ્થ્ય પાછું મેળવતા હતા તે દરમ્યાન, તેમણે કામ કરતાં કરતાં બેઠા હોય તે જ જગાએ ઊંઘી જવાની, અને થોડીક મિનિટ પછી તાજા થઈને તથા વિચારના એકધારા પ્રવાહમાં જરા પણ તૂટ પડવા દીધા વિના ઊઠવાની, શક્તિ કેળવી; ને પછી પણ ટકાવી રાખી. ઑફીસમાંથી સેક્રેટરી બાઈને બોલાવી તેને લખાવતા હોય એવે પ્રસંગે હું ઓરડામાં બેસી રહેતી. લખાવતાં લખાવતાં એકાએક અવાજ થંભી જાય ને આંખો મીંચાઈ જાય. સેક્રેટરી બાઈ અને હું શાન્ત બેસી રહીએ. પછી ફરી એકાએક ગાંધીજીની આંખો ઊઘડે; અને જે જગાએથી અટક્યું હોય ત્યાંથી જ તેઓ ફરી લખાવવા માંડે. 'હું ક્યાં હતો ?' કે 'શું કહેતો હતો હું ?' એમ તેમણે કદી પૂછેલું મને યાદ નથી.

તેઓ માંદગીમાં કોઈ પણ જાતની દવા લેવાની સાફ ના પાડતા, એને લીધે તેમના મિત્રો તથા તેમની સારવાર કરનારાઓને ભારે ચિન્તા ને મૂંઝવણ થતી. છતાં તેઓ સાદામાં સાદી દવા લેવાની પણ ના પાડતા. કુદરત પોતાનું

કામ કરશે એવી એમને શ્રદ્ધા હતી. અને કુદરત કામ કરતી પણ ખરી; માત્ર તેમ થતા પહેલાં તેમને નાહક દુઃખ વેઠવું પડતું.

તેઓ ઠીકઠીક સાજા થયા કે તરત જ તેમણે ફરી પાછી પોતાની બધી શક્તિ ઑફીસના તથા હિંદીઓની લડતના કામમાં વાળી. છતાં, પરોડિયે વહેલા કે રાતે મોડા, મારી ને બાળકની સાથે થોડીક ક્ષણ શાન્તિથી ગાળવા જેટલી ફુરસદ તેઓ મેળવી લેતા.

સત્યાગ્રહની લડત વરસો લગી ચાલી. તેનો ઇતિહાસ તેમણે પોતે ને બીજાઓએ લખ્યો છે. તેથી અહીં તેને સ્પર્શ સરખો કરવાનો મારો વિચાર નથી. એ લડતના મહાન નેતામાં કેટલો બધો માનવપ્રેમ હતો તેનાં દૃષ્ટાંત આપવાને પ્રસંગોપાત કંઈ લખવું પડે તો જ હું લખીશ. તેમના પર થયેલા હુમલા પછી થોડા જ વખતમાં તેમને સત્યાગ્રહ ફરી શરૂ કરવાને અંગે પકડીને ત્રણ માસની સખત કેદની સજા કરવામાં આવી.

હિંદીઓની સત્યાગ્રહની લડત વધારે ઉગ્ર ને વધારે મુશ્કેલ થતી ગઈ તેમ તેમ કારાવાસની મુદતો ગાંધીજીને સારુ લગભગ વિસામારૂપ થઈ પડી. તેઓ જે ફિલસૂફી આ કાળે શીખવતા હતા તેનો પોતાના જીવનમાં અમલ કરતા હતા. તે એ કે પોતાની આસપાસ જે અન્યાય જોવામાં આવે તેનું નિવારણ કરવાને પોતાથી બનતું બધું કરી છૂટવું; પણ જો પોતાના કાર્યક્ષેત્ર-માંથી પોતાને પરાણે ખસેડવામાં આવે તો ઇશ્વર પર એવી શ્રદ્ધા રાખવી કે તે આપણા વિના જ પોતાનું કામ ચાલુ રાખશે. એટલે જેલમાં વાતાવરણ હીન હતું અને તેમને શરૂઆતમાં સખત મજૂરી આપવામાં આવેલી છતાં, ત્યાંની શાન્તિમાં તેમનો આત્મા વિકાસ પામતો ગયો. તેમણે વિચાર અને ચિન્તન કરીને પોતાની દૃષ્ટિને અધિક નિર્મળ, પારદર્શી ને તલસ્પર્શી બનાવી. જ્યારે જ્યારે તેઓ બહારની દુનિયામાં પાછા આવતા ત્યારે એમ લાગતું કે જાણે જેલના એકાન્તવાસમાં તેમનામાં કંઇક અકળ વિકાસ થવા પામ્યો છે.

આ સમયના બે જુદાજુદા કિસ્સા મને યાદ છે જેમાં એમની માનવતા ઉજ્જ્વલ રૂપમાં પ્રગટ થાય છે. ત્રણ મહિનાના કારાવાસમાંથી બહાર આવીને તરત જ તેમણે લડત પહેલાંના કરતાં વધારે જોરથી ઉપાડી. એકવાર રાતે રોજની પેઠે મોડા આવ્યા, અને રસોડામાં થોડુંક લેમનેડ રાખેલું તે લેવા ગયા.

અમારું નાનું સરખું ઘર કંઈક સોંઘા લત્તામાં હતું. કેમકે, સાદાઈની ઇચ્છા ઉપરાંત, જે કંઈ પૈસા મળે તે લડતને મદદ કરવામાં વપરાતા. તેથી અમારે સસ્તા ભાડાનું ઘર લેવું પડ્યું હતું. ઘર શોધતાં સારામાં સારું અમે લીધું તે જ મળ્યું. પણ તે સાવ રેઢિયાળ, ને પુરાણા જમાનાનું બાંધેલું હોય એવું, હતું. એમાં મૂળ નાહવાની ઓરડી નહોતી. એટલે અગાઉના એક ભાડૂતે એક લાંબા ભંડારિયાની અંદર નાહવાની સવડ કરાવી હતી. ભંડારિયું એક વિચિત્ર દાદરાની નીચે હતું; ને દાદરા પર થઈને એક લાંબી ને બેડોળ ઓરડીમાં પહોંચાતું. ઓરડી પરનું છાપરું ખાસું ઢાળવાળું હતું. ભંડારિયામાં નહાવાની સવડ તો કરેલી ખરી, પણ મેલું પાણી બહાર નીકળવાની કશી ગોઠવણ કરવાનો પ્રયત્ન કર્યો નહોતો. ભીંતમાં એક કાણું પાડેલું, તેમાંથી એક નળી પસાર થઈને બહાર જાય, ને નળીનો એક છેડો નહાવાની ઓરડીમાં રહે, એવી ગોઠવણ હતી. તેમાંથી પાણી ઘર બહાર ભીંત પર થઈને નીચે પડતું; અને ત્યાંથી રસ્તા પરની ગટરમાં જશે એવી આશા હતી. પણ એમ બધું પાણી ભાગ્યે જ વહી જતું, એટલે છાંયડામાં આવેલી ભીંત ને આસપાસની જમીન હંમેશાં ભેજવાળી રહેતી. પરિણામે, અંધારું પડે કે તરત મોટાં, જાડાં જીવડાંની ફોજ અમારા ઘર પર ચડી આવતી.

ગાંધીજી ચાલીમાં થઈને મોજાંવાળે પગે રસોડામાં ગયા ત્યાં તેમનો પગ આવા એક સુંવાળા જીવડા પર પડ્યો. એનું સુંવાળું શરીર પોતાના પગ નીચે છૂંદાઈ જતું તેમને લાગ્યું. ક્ષણભર તો તેમને લાગ્યું કે માંસાહારી કામવાળીએ નાખી મૂકેલો માંસ કે મચ્છીનો ટુકડો હશે. આખા દિવસના કામનાં થાક ને ચિંતા તો હતાં જ, ને બીજીવાર જેલમાં જવાના ભણકારા વાગી રહ્યા હતા, એટલે તેમની ધીરજ હાથમાં ન રહી. તેમનો તપસ્વી આત્મા બળવો કરી ઊઠ્યો, ને તેઓ સહેજ આવેશથી બોલી ઊઠ્યા: "પાડ છે ઈશ્વરનો કે કાલે મારે જેલમાં જઈને બેસવાનું છે." પાછળથી અમે ઘણીવાર આ બનાવને વિષે હસતાં. પણ તે વખતે તો જેલ એ તેમને માટે જીવનના કઠણ પ્રશ્નોમાંથી ભાગી છૂટવાનો એક જ ઠામ છે એ જોઈને ખેદ અને દુઃખ થતાં.



આ કારાવાસની મુદત પૂરી કરીને છૂટતાં તેમણે મને માંદી જોઈ, એટલે તેને વિષે બહુ ફિકર કરવા લાગ્યા. ઘણા વખતથી મને પૂરતી ઊંઘ

નહોતી આવી. ઊંઘ ન આવવાનાં ઘણાં કારણ હતાં, તે ઉપરાંત વળી હું મારા આઠ મહિનાના બાળકની પાસે ધાવણ છોડાવવાનો પ્રયત્ન કરતી હતી, પણ તેમાં મને બહુ જ મુસીબત પડતી હતી. ગાંધીજી કહે: "બાળકને કોઈ થોડી રાત લઈ શકે તો તમને ઊંઘ આવે એમ લાગે છે?"

મેં કહ્યું: "કોણ જાણે. પણ હું સાવ લોથ થઈ રહી છું."

પછી કહે: "બાળક મને આપવા જેટલી પતીજ પડશે?"

મેં પૂછ્યું: "તમે શું કરી શકશો?"

"મને સોંપી શકો ને મનમાં ધારણ રાખો, તો હું માનું છું હું એનું ધાવણ છોડવી શકીશ. તમારાથી જુદો સૂવાની ટેવ એને પડાવી શકીશ એની મને ખાતરી છે."

મેં ગાંધીજીને પ્રયત્ન કરવા દેવાની હા પાડી; અને એવી ગોઠવણ થઈ કે તેઓ સભામાંથી આવે ત્યારે ભલે ગમે તેટલા વાગ્યા હોય — અગિયાર તો અચૂક વાગી જ જાય — તોપણ મારી પાસેથી બાળકને તેમણે લઈ લેવો.

તે દહાડે તેઓ રાતના એકને સુમારે ઘેર આવ્યા. મારા ઓરડામાં આવીને બાળકને તેના ખાટલા પરથી ઉપાડી ભોંય પર પોતાના ગાદલા જોડે બીજી એક ગાદી પર સુવાડ્યો. બાળકને તરસ લાગી દેખાય તો તેને માટે પાણીનો કૂજો ને એક જામ પાસે રાખ્યા હતા. કુટુંબ આખું ઊંઘી ગયું; અને પાંચેક કલાક લગી રાતની આરામભરી શાન્તિમાં ખલેલ પાડનાર એક પણ અવાજ ન સંભળાયો. બાળક આખી રાત ઊં કે આં કર્યા વિના ઊંઘી ગયો હતો. આ પ્રમાણે આશરે બે અઠવાડિયાં લગી રોજ રાતે કરવું ચાલુ રાખ્યું. એટલા વખતમાં બાળકનું ધાવણ સાવ છૂટી ગયું; અને તે મારા ઓરડામાં ફરી પાછો સૂતો થયો ત્યારે અગાઉના કરતાં એની તબિયત ઘણી સારી હતી.



મનુષ્યજીવનને લગતો એકે પ્રશ્ન મને યાદ આવતો નથી જેની ચર્ચા ક્યારેક ને ક્યારેક મેં ગાંધીજી જોડે ન કરી હોય. ઘણીવાર તો ચર્ચા અનાયાસે શરૂ થાય. મારા મનને કે હૃદયની ઊંડી લાગણીને ધક્કો લાગે એવું કંઈક તેઓ બોલે, તેમાંથી અમે ચર્ચામાં ઊતરી પડીએ. એક દિવસ તેમણે ધર્મોપદેશકો

તેમજ સાચા શિક્ષણકાર્યમાં પડેલા સહુને માટે બ્રહ્મચર્ય કેટલું ઉપયોગી છે તેની વાત ઉપાડી.

મેં કહ્યું : " તમે કહો છો તે હું સમજી શકું છું. પણ જે પુરુષે કે સ્ત્રીએ જીવનનો એક માર્મિક અનુભવ ન લીધો હોય તેને જીવનને વિષે સલાહ આપવાનું વધારે મુશ્કેલ પડે છે."

ગાંધીજી કહે : " પણ તે એકાગ્રપણે ઈશ્વરનું ધ્યાન ધરી શકે છે."

" ઈશ્વરનું ધ્યાન ધરવાથી સંસારની મુસીબતો સમજવાની તેની શક્તિમાં વધારો થાય એમ નથી. જેના પ્રત્યે પોતાને પ્રેમ હોય ને જેની જવાબદારી પોતાને માથે હોય એવા કોઈ માણસને અન્ન વિના ભૂખે ટળવળતું જેણે ન જોયું હોય એવા કોઈ ધર્મોપદેશક કે શિક્ષકને એ નહીં સમજાય કે એવા માણસને ચોરી કરવાની લાલચ કેમ ને કેટલી થાય છે."

" તે એ લાલચથી અસ્પષ્ટ રહી શકે છે એટલા માટે જ તે વધારેમાં વધારે મદદ કરી શકે છે. માંદાનો ઉપચાર કરાવવા તમે માંદા માણસની પાસે નથી જતાં, પણ બળવાન ને તંદુરસ્તની પાસે જાઓ છો."

" એ હું કબૂલ કરું છું," મેં કહ્યું. " પણ પ્રજોત્પત્તિ કરવી એ અયોગ્ય છે એમ જે તમે ગર્ભિત રીતે કહેવા માગો છો તે મને રુચતું નથી એમ મને લાગે છે."

" એ અયોગ્ય છે એમ મેં નથી કહ્યું."

" ના, તમે કહ્યું નથી. પણ એ દેહની કુવાસનાઓને પોષવાની વાત છે એ મતલબનું કંઈક તો તમે કહ્યું જ હતું."

" એ વાત ખરી નથી ?" ગાંધીજીએ પૂછ્યું.

" ના," મેં ભાર દઈને કહ્યું." એવું હોય તો પ્રજોત્પત્તિ એ પાપ નહીં તોયે નબળાઈરૂપ તો થઈ જ પડે છે. પ્રજોત્પત્તિ કરવી જો અયોગ્ય હોય, તો ઈશ્વરનો પોતાનો રસ્તો અયોગ્ય હોવો જોઈએ; કેમકે તેનાં સંતાનો પેદા કરવાનો આ એક જ રસ્તો તેની પાસે હોય એમ લાગે છે. તે વિના પૃથ્વી પરથી મનુષ્યજીવનનો લોપ જ થવા પામે."

" એથી શું પૃથ્વી રસાતાળ જતી રહે કે ?"

"જે પૂર્ણત્વ માણસજાતે ક્રમે ક્રમે વિકાસ પામીને મેળવવાનું છે તે પૂર્ણત્વ તેણે ન મેળવ્યું હોય ત્યાં લગી પૃથ્વી પરથી તેની જડ ઊખડી જાય એ સારું થાય એવી મને જરાયે ખાતરી નથી."

ગાંધીજી આગ્રહપૂર્વક કહેવા લાગ્યા: "પણ તમે એટલું તો માનો જ છો ને કે જે લોકોને જગતમાં મોટું કામ કે ભારે સેવા કરવાની હોય તેમને જ્યારે મોટા કાર્યક્ષેત્ર તરફ ધ્યાન આપવાનું હોય, ત્યારે તેમણે નાનકડા કુટુંબની કાળજી ને ઊઠવેઠ કરવામાં પોતાનાં શક્તિ ને સમય ન વાપરવાં જોઇએ?"

"હા, એ તો હું માનું છું."

"તો પછી તમે મારી સાથે શી વાતની તકરાર કરો છો?"

"એટલી જ કે તમારા કહેવા પરથી મને હજુ એમ લાગે છે જાણે બાળકનાં માબાપ થવા કરતાં અવિવાહિત રહેવું એ ઉચ્ચતર અવસ્થા છે. હું કહું છું કે એમાં ઓછાવત્તા પ્રમાણનો કે ઊંચનીચપણાનો સવાલ નથી. પણ એ બે જુદા જ પ્રકારની અવસ્થા હોઈ એની વચ્ચે સરખામણી જ સંભવતી નથી."



માણસે પ્રજોત્પત્તિ કરવી કે નહીં એ સવાલની ચર્ચા ઘણીવાર નીકળતી. માણસજાત પ્રજોત્પત્તિનું કામ બંધ કરે તો જગતને માટે, ને કદાચ ઈશ્વરને માટે પણ, સારું થાય એમ માનવા જેટલી હદે ગાંધીજી પહોંચવા લાગ્યા હતા. એવો પણ કાળ આગળ જતાં આવ્યો જ્યારે કોઈ દંપતીને બાળક થવાનું હોય તો ગાંધીજી એને પાપી ને દુષ્ટ માનવાના, એવો ખ્યાલ આસપાસનાં માણસોના મનમાં પેદા થયો હતો. મને યાદ છે કે ફિનિક્સ આશ્રમમાં એક બહેનને પ્રસૂતિ થવાની હતી ત્યારે બાળકોના સંબન્ધમાં એનું નામ કદી ન લેવા જેટલી કાળજી મેં કેટલાંક અઠવાડિયાં સુધી રાખી હતી. યથાકાળે બાળકનો જન્મ થયો. બે દિવસ પછી મારા પતિ અને હું ગાંધીજીને મળવા ફિનિક્સ ગયાં. થોડી વાર સામાન્ય વાતોચીતો થઈ. પછી ગાંધીજી જાણે નિસાસો નાખીને કહેવા લાગ્યા:

"તમે નવા બાળક વિષે તો પૂછ્યું જ નથી. તમારે એને વિષે કંઈ જાણવું નથી શું?"

મેં કહ્યું: "જાણવું તો ઘણુંયે છે. પણ તમે એને વિષે શું ધારતા હશો એની મને ખાતરી નહોતી."

"વારુ, ચાલો ત્યારે, આપણે બધાં જઈને એને જોઈ આવીએ."

અમે ત્રણેય જણ મા અને બાળકને જોવા ચાલ્યાં.

ગાંધીજી આ બનાવથી બહુ રાજી થયેલા જણાયા. બાળકના સારા અંશો ને માની પ્રગતિ વિષે બહુ જ આનંદ ને સંતોષથી વાત કરવા લાગ્યા.

માના ઓરડામાં પ્રવેશ કરતાંવેંત એમની આંખો હેત ને આનન્દથી ચમકી ઊઠી. હું સહેજ ગૂંચવાડામાં પડી. પણ મને યાદ આવ્યું કે ગાંધીજી પણ તાત્ત્વિક સત્ય અને માનવપ્રેમની વચ્ચે ભેદ પાડે છે, અને માતાનો બાળક પ્રત્યેનો પ્રેમ તેમને હંમેશાં અત્યંત સુંદર ને આનંદદાયક વસ્તુ લાગે છે. મને લાગે છે તેઓ માની અંદર ઘણા એવા ગુણો કલ્પી લે છે જે બધી માતાઓમાં હોય જ છે એવું નથી.

એકવાર મેં એમને કહ્યું: "સ્ત્રી માતા થાય એટલે તેનામાં ડહાપણ આવે છે એવું નથી." •

તેઓ કહે: "ના, માત્ર માતા થવાથી નહીં; પણ પ્રેમાળ માતા થવાથી તો ડહાપણ આવે જ છે. કેમકે સાચો પ્રેમમાત્ર આપણને ડહાપણ શીખવે છે. અને માનવજીવનમાં પ્રેમના જે શ્રેષ્ઠ પ્રકારો છે તેમાંનો એક તે માનો બાળક પ્રત્યેનો પ્રેમ છે. તેનામાં ભારે આપભોગનાં બીજ રહેલાં હોય છે."

મેં કહ્યું: "છતાં એમ બને ખરું કે મામાં બાળક પ્રત્યે ઘણો પ્રેમ હોય ને છતાં તેને ઉછેરવા જેટલું જ્ઞાન કે ડહાપણ ન હોય."

ગાંધીજી કહે: "પ્રેમ એને એ પણ શીખવશે."

"પણ બાળકને ખોરાક કયો ને કયારે આપવો એ કંઈ એનો પ્રેમ એને નથી શીખવતો તે? પ્રેમને લીધે બાળકને વધારેપડતું ખવડાવીને મા એનું મોત નિપજાવી શકે છે."

"એ તો જે માતાઓમાં ઈશ્વરે આપેલી પ્રેમની સાચી વૃત્તિનો લોપ થયો હોય તેની વાત થઈ. માતૃત્વ પ્રાપ્ત થવાની સાથે સ્ત્રીમાં જે જ્ઞાન

આવવું જોઈએ તેનો તમારા સુધારાએ ને મોટાં શહેરોની રહેણીએ નાશ કર્યો છે. તમારા બાળકને કેવી રીતે ઉછેરવું એનું જ્ઞાન તમને છે એમ તમે નથી માનતાં?"

"હું અનુભવે શીખી રહી છું. એ વિષયનું જ્ઞાન કુદરતે મને આપ્યું એમ હું માની શકતી નથી."

"તમારા પ્રેમ પર વિશ્વાસ રાખો, તો તે તમને આડે રસ્તે નહીં દોરી જાય," તેમણે ચર્ચાનો અન્ત લાવતાં કહ્યું. "તમારા મગજ વડે એને વિષે વધારેપડતા તર્કો ચલાવવાનો પ્રયત્ન ન કરશો."

: ૯ :

એક દિવસ સાંજે જોહાનીસબર્ગના મેસૉનિક હૉલમાં હિંદીઓ તથા તેમના પ્રત્યે સમભાવ ધરાવનારાઓની એક મોટી સભા ભરાઈ હતી. હૉલ ચિકાર થઈ ગયો હતો, એક તસુ જગા ખાલી નહોતી, ને લોકોને બહાર બારણામાં ને ઓટલા પર ઊભા રહેવું પડેલું. ગાંધીજી મુખ્ય વક્તા હતા. તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં બધે તેમને સાંભળવા લોકોનું ટોળું ઊલટતું. સભા પૂરી થયે ગાંધીજી વ્યાસપીઠ પરથી ઊતર્યા, ને તેમણે થોડાક લોકો જોડે કંઈક વાતો કરી. પછી તેઓ ને હું સાથે બહાર નીકળ્યાં. અમે બહારને દરવાજે પહોંચ્યાં ત્યાં અંધારામાં એક માણસને ઊભેલો મેં જોયો. ગાંધીજીની નજર પણ તેના પર ખાસ પડી હોય એમ લાગ્યું; કેમકે તેઓ સીધા પેલા માણસની પાસે ગયા, તેના હાથમાં પોતાનો હાથ ભેરવી લીધો, ને તેને શાંત, સ્વસ્થ ને ગંભીર અવાજે કંઈક કહેવા લાગ્યા. પેલો ક્ષણભર ખંચકાયો, ને પછી વળીને ગાંધીજીની જોડે ચાલવા લાગ્યો. હું એમની બીજી બાજુએ ચાલવા લાગી. એ રીતે અમે આખો મહોલ્લો વટાવી ગયાં. એ બે જણ શાની વાત કરતા હતા તે હું સાંભળી શક્ત તોયે મને તે સમજાત નહીં. પણ હું તે સાંભળી જ શકતી નહોતી, કેમકે બંને જણ બહુ જ ધીરે અવાજે બોલતા હતા. મહોલ્લાનો છેડો આવ્યો ત્યાં પેલો માણસ ગાંધીજીના હાથમાં કશુંક આપીને ચાલતો થયો. આ આખા બનાવથી હું કંઈક મૂંઝવણમાં પડી હતી. પેલો ગયો એટલે મેં ગાંધીજીને પૂછ્યું: "એને શું જોઈતું હતું — કંઈ ખાસ માગણી કરવા આવેલો શું?"

ગાંધીજી કહે : "હા. એ મારો જીવ લેવા આવ્યો હતો."

"તમારો જીવ લેવા?" હું બોલી ઊઠી. "તમારો જીવ લેવા? કેવું ભયાનક! એ પાગલ છે શું?"

"ના. એ માને છે કે હું અમારા લોકોની જોડે દગો કરી રહ્યો છું, હું સરકાર જોડે ખટપટમાં ભળી હિંદીઓનું અહિત કરવા માગું છું, ને છતાં તેમનો મિત્ર ને નેતા હોવાનો ડોળ કરું છું."

"પણ એમ માનવું એ નરી દુષ્ટતા છે, એ ભયાનક વાત છે," હું જોરથી બોલી. "એવો માણસ વિશ્વાસપાત્ર નથી. એને તો પોલીસ પાસે પકડાવવો જોઈએ. તમે એને આ રીતે જવા શા સારુ દીધો? પાગલ હોવો જોઈએ એ!"

ગાંધીજી કહે: "ના, પાગલ નથી; માત્ર વહેમાયેલો જ છે. અને તમે જોયું કે મેં એની સાથે વાત કરી તે પછી એણે છરો મારા હાથમાં આપી દીધો. એ જ છરો એણે મારા પર ચલાવવા ધાર્યો હતો."

"તેણે તમને અંધારામાં ઘા કર્યો હોત. હું......"

ગાંધીજી વચ્ચે જ બોલી ઊઠ્યા: "એટલાં બધાં ગભરાઈ ન જાઓ. એના મનમાં તો એમ હતું કે આને મારું; પણ એમ કરવાની ખરેખરી હિંમત એનામાં નહોતી. એણે મને માનેલો એટલો બૂરો હું હોઉં તો મરવાને જ લાયક ગણાઉં. હવે એ આ વિષે વધારે ફિકર નહીં કરે. આ કિસ્સો તો પૂરો થયો. હું નથી માનતો એ માણસ હવે ફરી મને ઘાયલ કરવાનો પ્રયત્ન કરે. મેં એને પોલીસ પાસે પકડાવ્યો હોત તો એ મારો શત્રુ બનત. પણ હવે તો એ મારો મિત્ર બનશે."



આ અરસામાં અમે વાસ ફેરવીને અગાઉના કરતાં કંઈક મોટા ઘરમાં રહેવા ગયાં હતાં. રાચરચીલું પણ સહેજ વધારે વસાવ્યું હતું. મને બીજી સુવાવડ આવવાની હતી, એટલે ઘરના કામકાજની રીતમાં ફેરફાર કરવો પડ્યો હતો. હિંદી મહેમાનોનો એકધારો પ્રવાહ દિવસરાત આવતો તે બંધ કરવો પડેલો. આખા દક્ષિણ આફ્રિકામાંથી ગાંધીજીને મળવા આવનાર માણસો અમારા નાનકડા ઘરમાં ઓછામાં ઓછી એક રાત રહેવાની તૈયારી કરીને

આવે એ સ્વાભાવિક હતું. પણ એવો વખત આવ્યો જ્યારે એમાં પણ ફેરફાર કરવો પડ્યો. એટલે એવી ગોઠવણ કરી કે ગાંધીજીને જ્યારે અનુકૂળ હોય ત્યારે તેઓ અમારી સાથે રહે; પણ તે સિવાય એમ જાહેર કરવું કે તેઓ હવે અમારે ત્યાં રહેતા નથી; અને અમારું ઘર હવે પછી સત્યાગ્રહની લડતનું મથક નહીં પણ અમારું પોતાનું ખાનગી રહેઠાણ જ રહે.



આ જ અરસામાં બીજો એક રમૂજી બનાવ બન્યો. પણ તેણે અમને સહુને વિચાર કરતાં કરી મૂક્યાં. અમારે ત્યાં એક બિલાડી હતી. તેણે કુદરતી ક્રમને અનુસરીને બચ્ચાંને જન્મ આપ્યો. એને પોતાને તથા અમારે દુર્ભાગ્યે, એણે એકીસાથે મોટી ફોજ પેદા કરી. છ નાનાં બચ્ચાં જોઈને હું તો હેબતાઈ જ ગઇ કે આ બધાંનું હું કરીશ શું? ગાંધીજી અહિંસાવાદી રહ્યા; ને મારા પતિ પણ તેમના એ વિચારમાં સંમત હતા. એટલે, આમાંથી થોડાંક બચ્ચાંને પાણીમાં ડુબાડી દેવાં એવી સૂચના બેમાંથી એકેયને કરવાની મારી મરજી હોય તોપણ, એમ કરવાથી કશું વળે એમ નહોતું. એટલે બિલાડી કુદરત એને સુઝાડે તેવી ગતિ એ બચ્ચાંની કરશે, એમ માની અમે મન વાળ્યું. બિલાડીએ એ કોયડાનો ઉકેલ પોતાને માટે તેમજ અમારે માટે આણવાનો પ્રયત્ન કર્યો. થોડા દહાડા પછી તેણે બેને ધવડાવવાનું બંધ કર્યું, ને એ બચ્ચાં ભૂખે મરવા લાગ્યાં. મેં એમને દૂધ આપી જોયું, પણ હું જે એક જ રીતે એમને દૂધ પાઈ શકું એમ હતું તે રીતે મારા હાથમાંથી પીવાનું તેમનાથી બની શકે એમ નહોતું. એમાંનું એક મરી ગયું. માને હજુ પણ કુટુંબ મોટું લાગ્યું, એટલે તેણે બીજાં બે બચ્ચાંને પોતે મારી નાખવાનો પ્રયત્ન કર્યો. પહેલાં તો તેણે તેમના આગલા પગ કરડી ખાધા, ને પછી તેમને છૂટાં મૂકી દીધાં. આ અપંગ બનેલાં બચ્ચાંનું શું કરવું એ પ્રશ્ન અમારી સામે ઊભો થયો. એમનું શું કરાય એ પ્રશ્ન મેં ગાંધીજી અને પોલાકને પૂછ્યો. તેમનો શો જવાબ મળ્યો એ તો મને યાદ નથી, પણ એ ઘાયલ થયેલાં ને મરતાં બચ્ચાંને મારી જાતે મેં ડુબાડી દીધાં એ મને ચોકસ યાદ છે. ત્યારથી અમે નક્કી કર્યું કે ઘરમાં બિલાડી રાખવી નહીં, બિલાડી હતી તે ને તેનાં બચ્ચાં કોઈને આપી દેવાં; ને ફરી ઘરમાં બિલાડી ન વસાવવી, જેથી તેને લગતા

આવા પ્રશ્નો ઊભા ન થાય. બિલાડીએ આવું નિર્દય વર્તન કેમ કર્યું એનો ખુલાસો આપતાં ગાંધીજીએ કહ્યું કે આપણે જ્યારે જંગલી પ્રાણીઓને પાળ્યાં ત્યારે તેમની કુદરતી લાગણીનો નાશ કર્યો હતો; અને કદાચ તે કારણસર જ બિલાડીએ પોતાનાં બચ્ચાંને આ રીતે મારી નાખ્યાં હશે. પણ મને એ વાત કંઈ ગળે ઊતરી નહીં.

આ બિલાડીવાળા બનાવની વાત કરતાં તે પછી થોડે જ વખતે બનેલો એક કૂતરાનો બનાવ પણ યાદ આવે છે. મને કોઈએ એક સરસ, નીરોગી કૂતરો આપેલો. અમારા ઘરની રીત પ્રમાણે અમે તેને નિરામિષ આહાર જ આપવા માંડ્યો. હું તેને માટે મકાઈના લોટની પુષ્કળ ઘેંસ ને બીજી ચીજો બનાવડાવતી, ને તેને દ્રાક્ષ ખૂબ ભાવતી. આ નિરામિષાહારી કૂતરાના અદ્દભુત વર્તન વિષે અમે સહુ ઓળખીતાઓને વાત કરી, ને ગાંધીજી એને વિષે ગર્વ લેવા લાગ્યા. આ વેળા, અમે ઘરમાં 'કાળા લોકો' રાખેલા તે કારણે, બધા પડોશીઓએ અમારો બહિષ્કાર કરેલો હોવાથી, એ પડોશીઓને ત્યાં અમારા કૂતરાને લીધે શી મુસીબત પડતી હતી એની વાત અમારે કાને આવતી નહીં. પણ એક દિવસ સાંજે અમારા ઘરનું જ કોઈ માણસ ઘરને પાછલે બારણે કશાકની ઉપર પડ્યું, ને તેણે મદદને માટે બૂમ પાડી. તપાસ કરતાં જોયું કે માંસનો એક મોટો ટુકડો પડેલો. પાછળથી મેં જાણ્યું કે મહિનાઓ થયાં અમારો કૂતરો મરઘાં ને બીજું જે કંઈ હાથ આવે તે ચોરીને કાચાં ને કાચાં જ ખાતો હોવો જોઈએ. આમ અમારા કેટલાક સિદ્ધાન્તોમાં, બીજું કંઈ નહીં તો, કેટલાંક ગાબડાં પડેલાં માલૂમ પડ્યાં !



ગાંધીજી, મારા પતિ, હું, અને એક ગોરા મહેમાન — એટલું મંડળ કાચા કે અણપક આહારની — ખાસ કરીને ફળ અને શાકભાજીની — ખોરાકની દૃષ્ટિએ કિંમત કેટલી, એની વાત કરતાં હતાં. અથવા ખોરાક સાવ અણપક ન હોય, તો સહેજસાજ રાંધેલો હોય અને ફળ કે શાકના છળિયા કાઢી નાખીને બાકીનો બધો ભાગ ખાવાનો હોય, તો શું થાય એની પણ ચર્ચા ચાલી.

અગાઉના એક પ્રકરણમાં મેં કહ્યું છે કે ગાંધીજી ને મારી વચ્ચે આવી ચર્ચા ઘણીવાર થતી. પણ અમારા પેલા મહેમાનને તો 'ગાંધીવાદ'ના વિચારોનો પવન નવોસવો લાગેલો હતો. 'નવા વટલેલા' હોઈ તેમની તાલાવેલીનો પાર નહોતો; ને અખતરો કરવામાં વચ્ચેથી ન અટકતાં છેક છેડા સુધી જ પહોંચવું એવો એમનો આગ્રહ હતો.

"ટમેટાં હમેશાં છાલ સાથે જ ખાવાં જોઈએ," મારા પતિએ એક સૂત્ર ઉચ્ચાર્યું.

"છાલ બહુ સખત ન હોય તો મને વાંધો નથી," મેં જવાબ વાળ્યો.

"છાલ તો જેને 'રફેજ' કહે છે તે પૂરું પાડે છે," ગાંધીજીએ ઉમેર્યું; "એની તો શરીરને જરૂર હોય છે. એનાથી પેટ સાફ થવામાં મદદ થાય છે. બટાટાના સૌથી અગત્યના ખનિજ ક્ષારો પણ છાલની નીચે અડોઅડ જ હોય છે. એટલે બટાટા હમેશાં છાલ સાથે જ રાંધવા જોઈએ, ને છાલ પણ ખાવી જોઈએ."

હું બોલી ઊઠી: "બાફેલા બટાટાને માટે એ બરાબર છે. સરસ બફાયેલી છાલ જોડે ખાવાથી સ્વાદ સારો આવે છે."

ગાંધીજી: "કોબીજનું પૌષ્ટિક તત્ત્વ તો જે પાણીમાં તે રાંધીએ તેમાં હોય છે. એ પાણી પીને કોબીજ ફેંકી દઇએ તો ચાલે."

મહેમાન કહે: "બટાટાની છાલ ઉતારી તેનું 'સૂપ' કર્યું હોય તો સરસ લાગે. એને પહેલાં બરાબર ઘસીને ધોવી જોઇએ ખરી." કહીને તેઓ આશાભરી આંખે મારી સામે જોઇ રહ્યા.

મેં કહ્યું: "કોબીજનું પાણી મીઠું કે કશું નાખ્યા વિના અમે અજમાવી જોયું છે. હેનરી કહે એ સ્વાદિષ્ટ લાગે છે. એકવાર એમણે દોઢ શેરેક પાણી પીધું. પણ પછી તબિયત એવી બગડી કે ઑફીસે જવાના હોશ રહ્યા નહીં! મને બટાટાની છાલ ગમતી નથી; ને બટાટાની છાલનું સૂપ તો ન જ ગમે."

ગાંધીજી મારા તરફ ફરીને કહે: "તમે એ કરીને ખાઇ જોયું છે?"

"મેં છાલ સહિત બાફેલા બટાટા ખાઈ જોયા છે. હું તો એ ખાઈને માંદી પડી ગયેલી."

ગાંધીજી હસીને કહે : "ના, એનાથી માંદાં પડ્યાં હોય એમ ન બને."

મેં કહ્યું : "પણ એનાથી પડેલી એ હું જાણું છું ને. અને ગમે તેમ કહો, પણ મને એવી એવી ચીજો ગમતી નથી."

મહેમાન કંઈક અધીરાઈથી બોલી ઊઠ્યા : "આધુનિક જીવનમાં આપણા સ્વાદ બગડી જાય છે, અને આપણે છાલ ફેંકી દઈને આપણો સારામાં સારો ખોરાક વેડફી નાખીએ છીએ."

ગાંધીજી કહે : "હા, કુદરત આપણને જે રીતે રાખવા માગતી હતી તે રીતે રહેવાનું આપણે ભૂલી ગયા છીએ; અને એની કિંમત આપણે આધુનિક સુધારાની બૂરાઈઓરૂપે આપીએ છીએ."

મેં નમ્રતા ધારણ કરીને કહ્યું : "તમે એમ માનો છો કે આપણે આજના કરતાં કુદરતની વધારે નજીક હતાં ત્યારે શું એ ચીજો છાલ સાથે ખાતાં હતાં ?"

મહેમાન મારી સામે દયાની નજરે જોઈ રહ્યા. એમાં કંઈક તિરસ્કારની છાયા પણ હતી.

"હા, જરૂર," તેઓ બેધડકપણે બોલી ઊઠ્યા.

ગાંધીજીને મહેમાનના કરતાં આ વિષયનું વધારે જ્ઞાન હતું. તેઓ તો મને લાગે છે વિચારમાં પડેલા કે હવે આગળ શું કહેવું.

મેં કહ્યું : "તો કુદરતી અવસ્થામાં રહેનાર વાંદરાં ગાજર અને સફરજનની છાલ શા માટે ઉખેડીને ફેંકી દે છે ? કેળાંનાં છોતરાં ઉતારીને કેમ નાખી દે છે ?"

"એવું નથી," મહેમાને જોરથી મતભેદ દર્શાવ્યો.

મેં કહ્યું : "ના, છે. છે કે નહીં, ભાઈ ? તમે તો જાણો છો કે વાંદરાં કદી છાલ કે છોતરાં ખાતાં નથી. ખાય છે ?"

મહેમાન ગાંધીજી તરફ ફર્યા. તેમને ખાતરી હતી કે આવી અભદ્ર વાત કહેવા માટે મને સખત ઠપકો જ મળશે.

"મને લાગે છે મીલીનું કહેવું ખરું છે," ગાંધીજી શાન્ત અવાજે બોલ્યા.

થોડીક ક્ષણ શાન્તિ પથરાઈ ગઈ. તે તોડતાં મેં કહ્યું: "કુદરતી અવસ્થામાં જાનવરો અણુપક ખોરાક ખાતાં હોય તોપણ એ પરથી માત્ર એટલું જ પુરવાર થાય છે કે તેઓ રાંધવાની કળા શીખ્યાં નથી. કેમકે તમે જ્યારે તેમને રાંધેલો ખોરાક આપો છો — દાખલ તરીકે હાથીને ડબલ રોટી, કુક્કરને દરેક જાતનો રાંધેલો ખોરાક, અને વાંદરાને કોઈ પણ જાતની રાંધેલી સ્વાદિષ્ટ વાની — ત્યારે તેઓ તે સ્વાદથી ખાય છે. એ દાખલામાં શું બને છે? કુદરત એ પ્રાણીઓને રાંધેલો ખોરાક સ્વયંસ્ફૂર્તિથી ફેંકી દેવામાં મદદ ન કરીને આડે રસ્તે જાય છે શું?"

કોઈએ જવાબ ન વાળ્યો. પણ ગાંધીજી સહેજ હસ્યા, ને મહેમાન મૂંઝાયેલા દેખાયા.



મને કેટલીકવાર થાય છે કે ગાંધીજીને આવી ચર્ચાઓમાં મજા પડતી તેનું કારણ એ નહોતું કે એ ચર્ચાઓમાં કંઈ ખાસ ગુણ હતો; પણ તેમને જુદાં જુદાં દષ્ટિબિન્દુ સાંભળવામાં રસ પડતો; ને ઘણીવાર હું જોશભેર મત દર્શાવતી એ સાંભળવું પણ એમને ગમતું, પછી ભલે મારી ટીકા એમને પૂરેપૂરી રુચતી ન હોય. એકવાર તેમણે મને કહ્યું:

"કોઈ માણસની વાત સોએ સો ટકા સાચી હોય એમ તમે કદી માનો છો ખરાં?"

"ના, નથી માનતી. સોએ સો ટકા સાચું તો માણસ ત્યારે હોઈ શકે જ્યારે એનામાં પરમેશ્વરના જેટલું જ્ઞાન અને ડહાપણ હોય. તે તો કોઈનામાં હોતું નથી."

"ત્યારે તમે કોઈની આગળ નમન નથી કરતાં એમ ને?" પ્રશ્ન પૂછતાં તેમની આંખમાં ચમકારો જણાયો.

મેં કહ્યું: "કોઈ પણ માણસના હાથમાં હું મારી બુદ્ધિ પૂરેપૂરી સોંપી દેતી નથી."

"અને તમે કોઈ પણ માણસને ગુરુ કહેતાં નથી?" તેમણે સ્મિત કરીને પૂછ્યું.

"એમ કહેવામાં ઘોર અહંકારનો ભાસ થાય છે એ હું જાણું છું. પણ હું માનું છું કે હું સત્યશોધક છું. અને સંપૂર્ણ સત્ય કોઈ પણ મનુષ્યની પાસે નથી હોતું."

"એ સત્ય તમને કદી જડશે એમ તમે માનો છો?" તેમણે પૂછ્યું.

"ના, કેમકે મને એ જડ્યું છે એમ હું માનું તોયે એ વાત ખરી ન હોઈ શકે એની મને ખબર છે. મારું મર્યાદિત મન અનન્ત ને અમર્યાદ પરમાત્માનું આકલન સુદ્ધાં કરી શકતું નથી, તો એને પરમાત્મા જડે તો ક્યાંથી જ?"

"ત્યારે તમને કદી શાન્તિ નહીં મળે," ગાંધીજી જાણે નિસાસો નાખીને બોલ્યા.



બીજે એક પ્રસંગે ગાંધીજી કુદરતી જીવન અને બાળઉછેર વિષે કંઈક વાત કહેતા હતા, તેના જવાબમાં મેં તેમને એક પ્રશ્ન પૂછ્યો.

"કુદરતી એટલે શું? એ આપણે ખરેખર જાણતાં નથી."

તેઓ કહે: "ના કેમ? જાણીએ છીએ. કુદરત આપણી સ્વાભાવિક વૃત્તિઓ વાટે બહુ સ્પષ્ટ રીતે બોલે છે. માત્ર આપણે એનો અવાજ સાંભળવાને કાન માંડવા જોઈએ."

"હું એમ નથી માનતી," મેં કહ્યું. "મારી બુદ્ધિ મને કહેતી કે એ વાત ખરી નથી; અને હવે મારો અનુભવ બુદ્ધિએ કહેલી વાતનું સમર્થન કરે છે. આપણું આખું બાળપણ એ આપણી કુદરતી વૃત્તિઓને છોડવાની કેળવણીરૂપ છે.

ગાંધીજી કહે: "ત્યાં જ આપણી ભૂલ થાય છે. આપણો મતભેદ પણ એ જ બાબતમાં છે."

"પણ બાળકોને તેમની મરજી પ્રતાણે વર્તવાને છૂટાં મૂકી દઈએ, તો તેઓ કોઈ પણ સમાજનાં સભ્ય તરીકે રહેવાને નાલાયક બની જાય; કેમકે તેમને કુદરતી હાજતો વિષે પણ કંઈક તો તાલીમ આપવી જ પડે. બાળકોને ટટાર ચાલતાં શીખવ્યું ન હોય ને તેમ કરવાનું ઉત્તેજન આપ્યું ન હોય તો તેઓ ટટાર ચાલી શકે એમ હું નથી માનતી.

ગાંધીજી કહે: "ચાલે જ. ટટાર ચાલવું એ માણસને માટે કુદરતી છે."

"ના, હું નથી માનતી કે તમે જે અર્થમાં 'કુદરતી' શબ્દ વાપરો છો એ અર્થમાં ટટાર ચાલવાનું માણસને માટે કુદરતી છે. માણસ ટટાર ચાલી શકે છે એ કુદરતી છે ખરું; પણ બાળકોને ટટાર ચાલતાં શીખવ્યું ન હોય તો તેઓ વાંદરાંની પેઠે ચારે પગે જ ચાલે. એક બાળકને ઓઅરોની એક વાડીમાંથી મોટા વાંદરા ઉપાડી ગયેલા, ને વરસો પછી તે જડ્યું ત્યારે હાથ ને પગ જમીન પર ટેકવીને ચાલતું હતું, એ વાત તો હજુ આપણે હમણાં જ સાંભળી છે. બાળકોને બોલતાં ન શીખવ્યું હોય તો બોલતાં પણ ન આવડે. તેઓ માત્ર ઊંહકારા કરે ને વિચિત્ર અવાજો કરે એટલું જ."

ગાંધીજી કહે: "તમે અતિશયોક્તિ કરો છો. તમે કહી એ બધી વાત તમે પોતે જ સાચી માનતાં નથી."

મેં કહ્યું: "મારું કહેવું તર્કની દૃષ્ટિએ બરાબર છે. અને હું જાણું છું કે હું કહું છું તે સાચું છે. મારા બાળકમાં મનુષ્યજીવનના ગુણો પ્રગટ કરવાની શક્તિ પડેલી છે; પણ એ પ્રગટ કરવાની તાલીમ મારે એને આપવી રહી છે એ હું સમજું છું. દરેક માતા અને આયાને ખબર હોય છે કે બાળકનાં શરૂઆતનાં વરસોમાં તે બાળકને કેળવીને તેની પાસે તેની કુદરતી વૃત્તિઓ છોડાવે છે. એક જ વાત લો. બાળક જે ચીજ જુએ છે તે કેવું મોઢામાં મૂકે છે! એ ચીજ ઝેરી હોય તો તે તરત મરણ પામે. કોલસા કે બીજી ઝેરી ચીજ ન ચવાય એવું કુદરત એને શીખવતી હોય એમ દેખાતું નથી."

"જીવનની કુદરતી અવસ્થામાં બાળકના હાથમાં કોલસો આવે જ નહીં તે!" ગાંધીજી હસતે હસતે કહેવા લાગ્યા.

"પણ ઝેર તો કદાચ ઘણી વધારે સહેલાઇથી મળે," મેં સામો સપાટો લગાવ્યો.

ગાંધીજી કહે: "ના, તમારી દલીલ ખોટી છે. એમ ન હોત તો આપણે દુનિયામાં માણસ તરીકે જીવતાં રહ્યાં જ ન હોત. કુદરત આપણને રસ્તો દેખાડે છે ને આપણું રક્ષણ કરે છે."

"હું તો માનું છું કે કુદરત આપણને મનુષ્યના મન દ્વારા રસ્તો દેખાડે છે; અને મનુષ્યનું મન એ પણ કુદરત જ છે. આ કુદરત છે ને આ નથી, એમ તમે કઈ જગાએ કહી શકો ?"

"મને લાગે છે કલ્યાણકારી કુદરતનાં કામ અને માણસના મનમાં સૂઝતી બૂરી કલ્પનાઓ એ એની વચ્ચે લીટી દોરેલી છે," ગાંધીજીએ ચર્ચાનો અન્ત આણતાં છેવટનો જવાબ આપ્યો.



કેટલાંક અઠવાડિયાં વીતી ગયાં, ને ફરી પાછી અમારી વચ્ચે બાળ-શિક્ષણ વિષે ચર્ચા ચાલી. એ વખતે એ વિષય ખાસ અમારી નજર સામે હતો, કેમકે મારો પોતાનો બાળક ઝપાટાભેર મોટો થતો હતો. તેને કરવું હોય તે કરવા દેવાના મારા અખતરા મને હવે સંતોષકારક લાગતા નહોતા હવે મેં એને જમતી વેળા ખુરસી પર બેસવાની ને ચમચા વડે ખાવાની તાલીમ આપવા માંડી હતી. એક દિવસ તેણે ખાવાની પ્લેટ ઊંધી વાળી; ને વેરાયેલા ખાવામાંથી રોટી ને દૂધ એક હાથમાં લઈ, બીજા હાથમાં ચમચો લીધો, ને તે વડે ભીંજાયેલી રોટીને ચોળવા લાગ્યો. મેં એને તેમ કરતાં રોકી હંમેશની પેઠે ઠપકો આપ્યો. ગાંધીજી તે વેળા ત્યાં હાજર હતા.

"જુઓ," મેં એમને કહ્યું, "આ બધું સાવ કુદરતી છે; પણ એને એ ન કરવા દેવું જોઇએ. તેમજ રોટી ને દૂધ હાથમાં લઇને ખાય એ પણ હું નહીં ચાલવા દઉં. કેમકે એને જો કોઈ પણ સમાજમાં રહેવું હોય, તો તે સમાજના બીજા માણસો કરે એવું કરતાં તેણે શીખવું જોઈએ. એમાં મને લાગે છે કુદરતે સુઝાડેલી રીત નહીં ચાલે."

ગાંધીજી કહે : "પણ તેને ખરી ભૂખ લાગે ને ખોરાકની જરૂર હોય ત્યારે જ ખાવાની જે પ્રેરણા કુદરત તેને કરે છે તે યોગ્ય છે. તેને ખરી ભૂખ ન લાગી હોય એવે વખતે પરાણે ખવડાવશો નહીં."

મેં કહ્યું : "એને ખરી ભૂખ નથી લાગતી એમ નહીં. હમણાં નથી લાગી એ ખરું. પણ એ સમજતો નથી કે ખાવાનું ભોંય પર ફેંકી દીધા પછી એ સામે મૂકેલી થાળીમાં ન રહે. આંગળીઓ વડે ભોંય પર પડેલા ભીની રોટીના ટુકડા વીણવા ફાંફાં મારે એ મારાથી કેમ ચલાવી લેવાય ?"

" પણ કેવી રીતે ખાવું એ કેવળ રૂઢિનો સવાલ છે. કુદરતી રીતે તો બાળક આંગળીથી જ ખાય છે. એમ ન ખવાય એવું તમે એને ભલે શીખવો. પણ એની પાસેથી ચમચો ને કાંટો લઈ લો તો એ મૂળ કુદરત ઉપર જ જવાનો."

મેં કહ્યું: " એ કેવળ રૂઢિનો સવાલ છે એ હું જાણું છું. હું એ પણ સમજું છું કે આપણે જંગલમાં રહેતાં હોઈએ તો આપણે કુદરતી વૃત્તિઓને જ અનુસરીએ; ને એ સાવ યોગ્ય પણ ગણાય. પણ જે વર્તન જંગલમાં રહેનાર માણસને માટે યોગ્ય ગણાય તે સુધરેલા સમાજમાં રહેનાર માણસને પણ કર્યું પાલવે, એમ જે ગર્ભિત રીતે તમે કહ્યું તે હું કબૂલ નથી રાખતી."

" પણ જંગલમાં વસતા માણસને કુદરતી રીતે સ્ફુરતી વૃત્તિઓ તેને માટે કદાચ જંગલમાં યોગ્ય ગણાય એમ તો તમે કબૂલ કરો છો ને?"

" હા, કરું છું — તે જંગલમાં રહે ત્યાં સુધી. પણ ત્યાંથી ચાલ્યો આવે પછી એ વૃત્તિઓ સાવ અયોગ્ય ગણાય."

" પણ એમાં તો કુદરતી વૃત્તિઓનો નહીં પણ વાતાવરણનો દોષ થયો. હિંદુસ્તાનમાં અમારા ઘણા લોકો ત્યાં જ ભૂલે છે. એમની કુદરતી વૃત્તિએ. ગામડાંને માટે યોગ્ય હોય છે પણ શહેરને માટે અયોગ્ય હોય છે."

" ત્યારે કુદરતી વૃત્તિઓને અનુસરીને ચાલવું આપણે માટે સુરક્ષિત ગણાય?" મેં પૂછ્યું.

ગાંધીજી કહે: " આપણે આપણો મૂળ મુદ્દો છોડીને આડાં ઊતરી ગયાં. આપણે તો બાળકના શિક્ષણની વાત કરતાં હતાં."

" હા," મેં કહ્યું, " ને તમે એમ માનતા લાગો છો, અથવા કહો કે તમારા શબ્દોમાંથી એવું અનુમાન નીકળે છે, કે બાળકોને એમની મેળે ઊછરવા દેવાં, ને તેમને કશું શિક્ષણ આપીને કે કશી ટેવો શીખવીને બગાડવાં નહીં."

" મારા કહેવાનો આશય આ છે: બાળકોમાં ઈશ્વરનો તેજસ્વી અંશ હોય છે; પણ સમાજ તેને એટલો બધો ઢાંકી દે છે કે બાળકો એ ભૂલી જાય છે યા તો તેમનાં મનમાંથી તે મરી જાય છે."

મેં કહ્યું : " પણ બાળકને તેની કુદરતી વૃત્તિઓ પ્રમાણે નિરંકુશપણે ।। ન દઈએ એટલાથી એનામાં રહેલો ઈશ્વરનો તેજસ્વી અંશ ।ાઈ નથી જતો. દાખલા તરીકે તે ચમચા વડે ખાય, કે સાબુ ચોળીને । અથવા હાથ ધુએ, કે કાતર વડે નખ કાતરે, એથી કંઈ એને અંતરમાં । પરમાત્માનું ઓછું ભાન થશે એવું નથી. સંતો જેમ હિમાલયમાં તેમ લા સમાજમાં પણ પાક્યા છે."

ગાંધીજી કહે : " હા, પણ તે સુધરેલા સમાજની અસરને લીધે નહીં, એ અસરને વશ ન થવાથી જ બની શક્યું છે."

"તમે શું એમ માનો છો કે બાળકોને કુદરત પર છોડી દઈએ તો તે ાંનાં ખોડખાંપણ વિનાનાં ફૂલ જેવાં નીવડે? હું એમ નથી માનતી. ાં પણ સારામાં સારાં ફૂલને માળી લગભગ દરરોજ કાતરીને સરખાં છે. તેઓ મૂળ જે દશામાં હતાં તેના કરતાં સાવ જુદી દશામાં જ, નાં ઉછેર ને માવજતને લીધે, પહોંચે છે."

" હા, સાવ જુદાં તો બની જ જાય છે. તેમના દેખાવથી આંખ રીઝે રીતે તેને કાતરીને ઘાટીલાં કરવામાં આવે છે ખરાં. પણ ફૂલનો જે ।। — તેની જે સુગન્ધ — તે તો આમ કરવાથી મારી જાય છે."

## : ૧૦ :

બીજાં ઘરોની પેઠે આ ઘરની પણ ઈતિશ્રી થઈ ગઈ. ઘર ખાલી કર્યું, ચીલું વેચી દીધું, ને હું બે નાના છોકરાઓને લઈ થોડા મહિના માટે । ગઈ. મારા પતિ ગાંધીજીની સાથે જોહાનીસબર્ગમાં રહ્યા. મહિના-પછી મને ગાંધીજીનો એક અતિ અગત્યનો ને તાકીદનો કાગળ મળ્યો.

કાગળની મતલબ આ હતી : "હેનરી (મારા પતિ) ને હિંદુસ્તાન ત્યાંની પ્રજાને દક્ષિણ આફ્રિકાના હિંદીઓની લડત સમજાવવાનું કહેવામાં ું છે. એમને કેટલાક મહિના ત્યાં રહેવું પડશે. કદાચ વરસ કે વધારે ાય. પણ પહેલાં તમે હા ન પાડો ત્યાં લગી હું હેનરીને જવા દેવાનો તમારા નિર્ણયમાં હું આડે આવવા ઈચ્છતો નથી. તમને પોતાને જે

યોગ્ય લાગે તે જ કરજો. તેમાં હું સંમત થઈશ, ને હેનરીએ પણ સંમત થવું રહેશે !" આ કાગળમાં ગાંધીજીના સ્વભાવનું કેવું સરસ પ્રતિબિંબ પડે છે! હંમેશની પેઠે એમણે આમાં પણ નિર્ણય કરવાની નૈતિક જવાબદારી સામા માણસ પર નાખી છે; છતાં સાથેસાથે, જોકે સ્પષ્ટ શબ્દમાં નથી કહ્યું છતાં એમ સૂચવ્યું તો છે જ કે 'તમે મારા નિર્ણયથી જુદો નિર્ણય કરશો તો તમે ખોટું કર્યું ગણાશે.' મારે કહેવાની જરૂર નથી કે મેં સંમતિ આપી. થોડા દિવસમાં મારા પતિ ડરબન આવી પહોંચ્યા. પછી, અમે ફરી પાછાં સાથે દક્ષિણ આફ્રિકામાં ઘર માંડીને રહી શકીએ ત્યાં લગી, મેં વિલાયત જઈ ત્યાં રહેવાની ગોઠવણ કરી. મારા વિલાયત પહોંચ્યા બાદ થોડાં અઠવાડિયાંમાં ગાંધીજી પણ, દક્ષિણ આફ્રિકાના હિંદીઓની સ્થિતિ બ્રિટિશ સરકારને જાતે સમજાવવા, આવી પહોંચ્યા.

લંડનના તેમના વસવાટ દરમ્યાન હું તેમને ઓછામાં ઓછું અઠવાડિયે એકવાર, ને ક્યારેક એકથી વધારે વાર, મળતી. આ સમય દરમ્યાન તેમને બે અંગ્રેજ મહિલાઓની મુલાકાત થઈ. બંને મારી સગી હતી. ગાંધીજીની ફિનિક્સની યોજના વિષે સાંભળી તેમને એની રઢ લાગી, અને પોતાને તેમાં દાખલ કરવા તેમણે ગાંધીજીને વીનવ્યા. બંને સુશિક્ષિત હતી, એટલે કાં તો સેક્રેટરીનું, પત્રકારનું, કે આશ્રમમાં કાઢવાની નિશાળમાં શિક્ષિકાઓનું, કામ કરવાની પોતાની તૈયારી તેમણે બતાવી. એ વિષય પર ઘણી વાતચીતો થઈ, પણ તેમને ફિનિક્સ જવા દેવામાં ડહાપણ છે એવી ગાંધીજીના મનની ખાતરી થઈ નહીં. છેવટે તેમણે એ બહેનોને મારી પાસે મોકલી, ને મને કહ્યું : " તમે આશ્રમ વિષે જે કંઈ જાણો છો તે બધું એમને સાફસાફ કહેજો." પેલી બહેનોને કહ્યું કે "મીલીને મળ્યા પછી ફરી મારી જોડે ચર્ચા કરવી હોય તો આવજો."

મેં કશો પડદો રાખ્યા વિના એમને ખુલ્લેખુલ્લી વાત કરી. તેઓ દક્ષિણ આફ્રિકા આવે એ મને તો ભાવતી વાત હતી, છતાં મને ખબર હતી કે આશ્રમના જીવનમાં તેઓ કદી ઠરીઠામ થઈને રહી શકશે નહીં. એટલે ફિનિક્સમાં જે મુસીબતો ને હાડમારીઓ હતી તેનું વર્ણન મેં કર્યું — ત્યાં આજના જમાનાના ઘરમાં જોઈએ એવી સોઈ નથી; સફાઈની બરાબર વ્યવસ્થા નથી ( માત્ર એક છાપરી છે ); નહાવાની ઓરડી નથી; જેને 'સભ્ય'

સમાજ કે 'ભદ્રલોક' કહી શકાય એવો સમાજ નથી; સંગીત નથી; નાટકશાળા નથી; આશ્રમ રેલવે સ્ટેશનથી કેટલાયે માઈલ દૂર છે ને ત્યાં જવાને વાહનની સવડ નથી; સાપ ને જીવડાં માણસને હંમેશાં ચિંતા કરાવે છે; પડોશમાં માઈલોના ઘેરાવામાં અકસ્માત કે માંદગી વખતે ડાક્ટર મળે એમ નથી. તેમને જોઈએ એવો સાવ સાદો ખોરાક પણ ડબામાં પેક કરેલો બજારમાંથી મળી શકે; તાજો તો મળે જ નહીં. મેં એમને એમ પણ કહ્યું કે "તમારે તમારું ઘર કે ઓરડી જાતે વાળવાં પડશે, કપડાં જાતે ધોવાં પડશે, જાતે રાંધીને પછી વાસણ જાતે માંજવાં પડશે. કપડાં ને બીજી જરૂરિયાતો માટે નહીંજેવા પૈસા મળશે, ને ભવિષ્યમાં ભીડ પડે ત્યારે વાપરવાને બચાવાય એટલા પૈસા મળશે જ નહીં."

વાત તો એ હતી કે આ બહેનોએ આ વહેવારુ વીગતોમાંથી એકેયનો વિચાર કર્યો નહોતો. આવી બધી ચીજો માટે પોતે તકલીફ વેઠવાની તેમને આજ લગી કદી જરૂર જ પડેલી નહીં. એટલે તેમને એવો ખ્યાલ નહોતો આવ્યો કે ફિનિક્સ જેવી જગાએ 'સાદું જીવન' એટલે લંડનની નાટકશાળામાં રંગભૂમિ પર આલેખાય એવું જીવન નહીં, પણ ખરેખરું સાદું ને કુદરતની નિકટ રહીને ગાળવાનું જીવન હતું. એમની નિરાશાનો પાર રહ્યો નહીં. પહેલાં તો મારી વાત એમને ખરી લાગી નહીં. એટલે તેઓ મારી હાજરીમાં ગાંધીજીને મળી, ને પૂછ્યું: "મીલી કહે છે તે સાચી વાત છે કે અતિશયોક્તિ છે?"

ગાંધીજી કહે: "સાવ સાચી છે. તમારી પેઠે ઊછરેલી અંગ્રેજ છોકરીઓની નજરે એ એવું જ લાગે. મને નથી લાગતું. છતાં મીલી આપે છે એ વર્ણન સાચું છે."

એ બહેનોમાંથી એકે કહ્યું: "પણ અમે નોકર ન રાખી શકીએ? કપડાં ધોવા કે ઝાડુ વાળવા જેવા કામમાં અમારી બુદ્ધિ વેડફી નાખવાનું ફરજિયાત તો ન જ હોઈ શકે ને?"

ગાંધીજી કહે: "નોકર રાખવાથી તો આશ્રમની આખી ભાવના બદલાઈ જાય."

"તો તો મને લાગે છે અમે એવી સ્થિતિમાં સુખે ન રહી શકીએ."

ગાંધીજી કહે : " પણ તમે જાણો છો કે સુખનો આધાર તો તમને શું મળે છે તેના ઉપર નહીં, પણ તમે શું આપી શકો છો તેના ઉપર રહે છે. છતાં હું કબૂલ કરું છું કે તમે તમારા વિચારો ને આદર્શો ધરમૂળથી બદલો નહીં ત્યાં લગી તમે ત્યાં સુખી ન થઈ શકો તેમ બીજાને સુખ આપી પણ ન શકો."

પેલી બહેનોએ પોતાનો વિચાર માંડી વાળ્યો. તેમણે વિનાસંકોચે કબૂલ કર્યું કે આવી રહેણી તેમનાથી નહીં જીરવી શકાય. તેમણે તો એનો સાવ જુદો જ ચિતાર મનમાં કલ્પ્યો હતો.

તેમના ગયા પછી ગાંધીજી કંઈક વિનોદ પણ ખેદપૂર્વક સહેજ હસ્યા.

મેં કહ્યું : " હું દિલગીર છું. પણ હું જાણું છું કે તેઓ દક્ષિણ આફ્રિકા જાત તો કોઈને લાભ ન થાત. તેઓ તમને પણ દુઃખી કરત, કેમકે તેમના દુઃખને માટે તમે જવાબદાર છો એમ તમને લાગત, અને પછી તમારે તેમને પાછી મોકલી દેવી પડત.

ગાંધીજી કહે : " હા, એ વાત સાચી હશે. પણ તેઓ કહે છે કે અમે અહીં સુખી નથી. તમારા વિશાળ શહેરના આ આધુનિક જીવનનું મંડાણ જ ખોટું છે; તે તમને સહુને બેચેન ને અસંતુષ્ટ બનાવે છે. તમને શું જોઈએ છે એની તમને પોતાને ખબર પડતી નથી. તમે વસ્તુઓના ખડકલા કર્યે જ જાઓ છો — એમ માનીને કે એ ચીજો તમને જરૂરની છે — ને એમ કરીને તમારે પોતાને માટે કેદખાનાં પેદા કરો છો."



ગાંધીજી લાંબો વખત લંડનમાં રહ્યા નહીં. પણ તેમના નિવાસ દરમ્યાન તેમણે જે અનેક સુખદ, હેતાળ, ને માનવપ્રેમનાં નિદર્શક એવાં કામો કર્યાં તેમાંનું એક મને યાદ રહી ગયું છે તે નીચે વર્ણવું છું.

મારી એક બહેનપણી એક ધંધાનું શિક્ષણ લઈ તેની પરીક્ષા માટે તૈયારી કરતી હતી, પણ તેની પાસે બિલકુલ પૈસા ન હોવાથી તેની હાડમારીનો પાર નહોતો. ગાંધીજી પણ એને ઓળખતા હતા. એક દિવસ વાતવાતમાં મેં એમને કહ્યું : "મને — ને વિષે ચિન્તા રહ્યાં કરે છે. એને ઉછીના

આપવા જેટલા પૈસા મારી પાસે હોત તો કેવું સારું એમ થાય છે. એને બૂટમોજાંની ઘણી જ જરૂર છે, પણ તે કેવી રીતે લેવાં એ સૂઝતું નથી. આટલું આ વરસ કાઢે તો પછી તો એ પોતાનું નભાવી શકશે, પણ મુસીબત હાલ તરતની છે. એને મદદ કરી શકાત તો કેવું સારું !"

ગાંધીજી કહે : "એને વિષે ફિકર ન કરશો. એનો સ્વભાવ એટલો સરસ છે કે કષ્ટ વેઠવાથી એને હાનિ નહીં થાય. એ નાપાસ નહીં થાય, પણ બરાબર પાસ થઈ જશે."

આ પછી થોડે દિવસે હું પેલી બહેનને ફરી મળી ત્યારે એણે કહ્યું : "મને તો અણધારી એવી ભેટ મળી કે ન પૂછો વાત. ગાંધીજીએ મને બે પાઉંડ મોકલ્યા, ને લખ્યું કે આને મારા તરફથી ભેટ ગણીને સ્વીકારજો." એમાંથી એણે બૂટમોજાં ખરીદ્યાં, ને અમને સહુને સન્તોષ થયો. ગાંધીજીએ પોતે આ કિસ્સાનો ઉલ્લેખ મારી આગળ કદી કર્યો નહીં.



વિલાયતના આ વસવાટ દરમ્યાન જ તેઓ સફ્રેજિટ હિલચાલની કેટલીક આગેવાન સ્ત્રીઓને મળ્યા. તેઓ જે જે પ્રવૃત્તિઓ કરતી હતી તે બધીમાં તેમણે ઘણો જ રસ લીધો; અને પાછળથી તેઓ ઘણીવાર કહેતા કે "કેટલીક અંગ્રેજ સ્ત્રીઓ પાસેથી પેસિવ રેઝિસ્ટન્સની ઉપયોગિતા ને કાર્યપદ્ધતિ વિષે મેં ઘણી માહિતી મેળવી હતી, ને તેમાંની કેટલીક રીતોનો પ્રયોગ દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતમાં પણ કર્યો." મિસિસ ડેસપર્ડની આગેવાની નીચે કામ કરતા નાનકડા સેવિકામંડળની ઘણી ભારે સ્તુતિ તેઓ કરતા.

મને યાદ છે કે એકવાર અમે વિલાયતની સફ્રેજિટ હિલચાલ વિષે વાત કરતાં હતાં. તેમાં ગાંધીજીએ સ્ત્રીઓનું લડાયક દળ ઊભું થયા વિષે, ને તેણે હિંસાનાં કામો કરેલાં તે વિષે, ખેદ પ્રગટ કર્યો. તેમણે કહ્યું : "એમની પાસે એમનું પોતાનું શસ્ત્ર ક્યાં નથી ? તેમણે પુરુષોની બૂરી રીતોની નકલ શા સારુ કરવી જોઈએ ?"

મેં કહ્યું : "એ કદાચ ખેદજનક લાગે. પણ સ્ત્રીઓની નમ્રતા તેમને પોતાને હાનિકારક નથી નીવડી ?"

" સ્ત્રી જો જાહેર જીવનમાં માત્ર પુરુષોની રીતનું નર્યું અનુકરણ કરે તો તેથી જગતને આજના કરતાં ઊંચી સ્થિતિએ લઈ જવામાં મદદ નહીં થાય."

મેં કહ્યું : " આ લડાયક દળની સ્ત્રીઓમાં કેટલીક તો ગરીબ ગાય જેવી છે. સ્ત્રીના વિકાસમાં આ એક વચલી અવસ્થા હશે; તે ઝાઝો કાળ નહીં ટકે."

" એમ બને કદાચ. મિસિસ ડેસપર્ડ પોતે અદ્‌ભુત સ્ત્રી છે. મેં લંડનમાં તેની સાથે લાંબી વાતચીતો કરેલી. તેને વિષે મારા મનમાં પ્રશંસાનો ભાવ છે. તે 'આધ્યાત્મિક પ્રતિકાર'ની હિમાયત કરે છે તે મને બહુ ગમે છે. મિસિસ પૅંકહર્સ્ટ પણ ભારે બાઈ છે. સ્ત્રીઓની સ્વતંત્રતાની લડત શરીરબળ વાપરવાની ધમકીઓથી દૂષિત થાય એ મને વધારે ખેદજનક લાગે છે."

વિલાયતમાં ચાલતી નીતિધર્મને અંગેની હિલચાલ તરફ પણ ગાંધીજીને ઘણું આકર્ષણ ઊપજ્યું હતું. તેના કેટલાક સભ્યોએ આ વખતે ગાંધીજીના ગાઢ સંસર્ગમાં આવી તેમનો સમભાવ મેળવ્યો હતો. એ સંસર્ગ પાછળનાં મુસીબત ને ચિંતાનાં વરસોમાં પણ, ઘણીવાર લખેલા ઉત્સાહવર્ધક પત્રવહેવાર દ્વારા, ચાલુ રહ્યો હતો. ગાંધીજીના કાગળો હંમેશાં ટૂંકા ને મુદ્દાસર હોય; છતાં તેમાં અત્યંત સુંદર માનવપ્રેમ અને સહૃદયતાના તેમના ભાવ પ્રગટ થતા.

## : ૧૧ :

લંડનના વેસ્ટમિન્સ્ટર લત્તાના વિકટોરિયા સ્ટ્રીટમાં આવેલાં જે મકાન અત્યારે 'એબી હાઉસ'ને નામે ઓળખાય છે તે ૧૯૦૯ માં વેસ્ટમિન્સ્ટર હોટેલ હતી. હોટેલ સરસ હતી, અને ત્યાં સારા મધ્યમ વર્ગના ગ્રાહકો તથા પરદેશથી આવતા રાજદ્વારી પુરુષોની સારી સગવડ થતી. સત્યાગ્રહની લડત દરમ્યાન જ્યારે ગાંધીજી બીજીવાર વિલાયત આવ્યા ત્યારે ત્યાં રહ્યા હતા; અને જાતજાતના ઘણા જોવા જેવા માણસો તેમને મળવા ત્યાં આવતા.

દક્ષિણ આફ્રિકામાં પ્રેમપૂર્વક જેવી પરોણાગત કરવાનું તેમને ગમતું તેવી જ પરોણાગત અહીં પણ તેઓ કરતા. જીવનમાં કંઈક સત્કાર્ય કરી જવા મથી રહેલા સ્નેહાળ માણસોનું મંડળ તેમની આસપાસ જામ્યું હોય ત્યારે તેમને વધારેમાં વધારે આનન્દ થતો એમ મને લાગતું. પણ લંડનમાં સુદ્ધાં તેમની પરોણાગત સાવ સાદી જ રહેતી. હોટેલના નોકરોને એ જોઈને

મૂંઝવણ સાથે રમૂજ પણ ઊપજતી હશે. એ જમાનામાં સદ્‌ગૃહસ્થ હોય તેણે 'સદ્‌ગૃહસ્થની પેઠે વર્તવું જોઈએ' એવી માન્યતા પ્રચલિત હતી; અને સમાજનો શિષ્ટાચાર તોડનાર માણસ 'હલકા વર્ગો' તરફથી ઝાઝું માન મેળવવાની આશા ન રાખી શકતો.

ગાંધીજી અને તેમને મળવા આવનારાઓને વિષે હોટેલના નોકરો માંહોમાંહે શી વાતચીત કરતા હશે એ સાંભળવાનું મને મન થતું. એ વાતો સાંભળવા જેવી તો હશે જ. ઘણીવાર અમે દસબાર જણ એમનું નોતરું મળવાથી બપોરના 'લંચ' વખતે હોટેલમાંના એમના ખાનગી ઓરડામાં ભેગાં થતાં. ઓરડાના મધ્ય ભાગમાં એક ટેબલ રહેતું, તેના પર સાધારણ રીતે તો સરસ મખમલ ઓછાડેલું હોય; ને તેના પર ગાંધીજીની ચોપડીઓ ગોઠવેલી હોય એટલે તેનો ભભકો ઓર લાગે. પણ અમે આવીએ એટલે એ કપડું ટેબલ પરથી કાઢી લેવામાં આવે. ચોપડીઓ ને કાગળોનો ઢગલો જમીન પર વળાય. પછી ટેબલ પર છાપાં પાથરવામાં આવે; અને સંતરાં, સફરજન, કેળાં, ક્યારેક લીલી દ્રાક્ષ, અને ફોલ્યા વિનાનાં સૂકાં ફળનો થેલો, એટલું તેના પર મુકાય. પછી ગાંધીજી ઘંટડી વગાડી હોટેલના નોકર (વેઈટર) ને બોલાવે. સફેદ ખમીસ ને કોટના લેબાસમાં રૂવાબદાર લાગતો નોકર આવે એટલે જેમને જોઈએ તેમને માટે ચા અને ટોસ્ટ, તથા કેટલીક તાસકો મંગાવે. નોકર ઓરડામાં આમતેમ નજર નાખે, ચા ટોસ્ટની તાસક મૂકવાને ટેબલનો અમુક ભાગ સાફ કરે, અને અદબભેર ચાલ્યો જાય. થોડી વારમાં ચા ને ટોસ્ટ વાળી ચાંદીની સુંદર તાસક આવી પહોંચે. પછી અમે કામ કરવા, ખાવા, પીવા, વાતો કરવા, ને હસાહસ કરવા મંડી પડીએ. કેટલાંક આમતેમ ફરે કે ઊભાં રહે, અને સૂકાં ફળનાં છોડાં ઓરડામાં આમતેમ ઊડે, સંતરાંનો રસ કાગળ છાયેલા ટેબલ પર ઢોળાય; અને જમી રહીએ ત્યારે ઓરડાનો દેખાવ એવો થઈ રહ્યો હોય જાણે નિશાળિયાઓની કોઈ તોફાની ટોળીને એમાં છૂટી મૂકી દેવામાં આવી ન હોય! હું સંતરાંની છાલ, કેળાંનાં છોતરાં, સફરજનની છાલ ને સૂકાં ફળનાં છોડાં સાથે કાગળ ભેગા કરી લઉં, ને એમાંથી ભરાય એટલું નકામા કાગળની ટોપલીમાં ઠાંસીને ભરું. પછી પાછી ઘંટડી વગડે, નોકર ગંભીર મુખમુદ્રા સાથે અંદર આવે, ને કચરો સાફ કરી નાખે. ઓરડામાં જે અવ્યવસ્થા ને ઊથલપાથલ

થઈ હોય તેથી ગાંધીજી જરા પણ અકળાય નહીં. અને નોકર કચરો ભેગો કરી લેતાં મોઢા પરનું ગૌરવભર્યું ગાંભીર્ય જરા પણ ગુમાવે નહીં. ત્યારે અમને તો એ બધામાં રમૂજ આવતી. સામાન્ય ઢબનો લંચ છોડીને આવીએ એટલે સૂકાં ફળ અને ચામાં વધારે મજા આવતી. પણ મને થાય છે કે હોટેલના નોકરોના મનમાં ખરેખર કેવા વિચારો આવતા હશે?



આ હોટેલમાં ગાંધીજીને મળવા હું ઘણીવાર જતી તેમાં એકવાર નીચેની વાતચીત થઈ. અમે જરાકવાર એકલાં પડ્યાં હતાં. બેએક દિવસ પહેલાં મારાં કેટલાંક નિકટનાં ઓળખીતાંને મળવા તેઓ ગયેલા તેની વાત નીકળી. એ લોકો એ વખતે મુશ્કેલીમાં હતાં; અને ગાંધીજીને એકંદરે એમને વિષે સમભાવ હતો એ હું જાણતી હતી; છતાં એ આખા કિસ્સાને વિષે એમના મનમાં અકળામણ હતી એમ મને લાગ્યું.

તેમણે કહ્યું: "એ લોકો આટલાં બધાં હેરાન શા સારુ થાય છે? સાવ પૈસાનો જ પ્રશ્ન છે. એ લોકો પોતાનું અત્યારનું ઉડાઉપણું છોડી દે ને સાદી રહેણી રાખે તો હેરાન થવાનું કે મૂંઝાવાનું કશું કારણ ન રહે."

મેં કહ્યું: "એમ કરવું એટલું સહેલું નથી. અને એમની રહેણી ખરચાળ નથી."

"પણ તેઓ આવક કરતાં વધારે ખરચ તો કરે જ છે, ને એ વસ્તુ અપ્રામાણિક છે."

"એનું કારણ એ છે કે એમની આવક એકાએક ઘટી ગઈ. મિ. બ — કરે છે એવી જાતનો વેપાર આખી દુનિયામાં બહુ જ ઓછો ચાલે છે."

"તો પછી લંડનમાંનું ઘર છોડીને ગામડામાં ક્યાંક નાનું ઘર શા માટે ન લે?"

"અને પાછાં એ કામવાળી પણ રાખે છે," ગાંધીજીએ આગળ ચલાવ્યું. "એને કેમ રજા ન આપે? ડોરા ઘેર રહીને માની સંભાળ કેમ નથી રાખતી?"

" ડોરા તો પોતાની આજીવિકા જેટલી કમાણી કરે છે. એ કમાણી જતી કરે તો તેથી કુટુંબને કંઈ મદદ ન થાય."

ગાંધીજી કહે: "મિસિસ બ — પોતાનું કામ જાતે ન કરી લઈ શકે?"

મેં કહ્યું: "એમણે જિંદગીમાં કદી કશું મહેનતનું કામ કર્યું નથી."

"તો હવે કેમ ન કરવા માંડે?"

"નહીં કરી શકે. એમની તબિયત જ એમને કામ નહીં કરવા દે."

ગાંધીજી કહે: "મુશ્કેલી એ છે કે એ ઘરમાં જાતજાતનો નકામો કચરો ભરેલો છે. એ બધો એમણે કાઢી નાખવો જોઈએ. જેમાં ધૂળ જામ્યાં જ કરે એવા વજનદાર ગાલીચા પરનો કચરો કાઢવા, ને ચીનાઈ માટીની હજાર ચીજો ને શણગારની વસ્તુઓ સાફ કરવા, બાઈ રાખવી પડે એના કરતાં એ બધો સામાન કાઢી નાખવો શો ખોટો?"

"મને લાગે છે મિસિસ બ — જેવાં માણસોનું માનસ તમે સમજતા નથી. એક રીતે એ બહુ વહાલાં લાગે એવાં માણસ છે; પણ તમે કહો છો એવો જલદ ઉપચાર સહેવાનું એમનું ગજું નથી. એથી તો એ મરી જ જાય!"

"તો પછી એમને વિષે ચિન્તા કરવી નકામી છે. એમને એમનું ફોડી લેવા દેવું જોઈએ. એવા લોકોની મુસીબત એ હોય છે કે તેઓ ઘણી ચીજોનો સંઘરો કરી રાખે છે; એ જ એમની બધી ચિન્તાનું કારણ છે. તેઓ એવી ચીજો મેળવવા ને પોતાની આસપાસ ભેગી કરવા ચિન્તા વેઠે છે ને મહેનત કરે છે; અને એ ચીજો જતી રહે તો તેઓ જીવી જ ન શકે. આપણે જો આપણા જીવનમાં એવી ચીજોની ભીડ કરી મૂકીએ તો સુખ કદી ન મળવા પામે."

મેં જોયું કે આ વિષયને આગળ લંબાવવામાં કશો સાર નથી. હું એ પણ સમજી કે ગાંધીજીના કહેવામાં સત્ય ઘણું છે. પણ એ સંપૂર્ણ સત્ય નહોતું; અને જે સત્ય સાફ કરી નથી શકાતું તે જ ઘણાખરા લોકોને મૂંઝવણ ઉપજાવે છે.

બીજે એક પ્રસંગે ગાંધીજી સંપત્તિની ગુલામી વિષે બોલતા હતા, તેમાં મેં કહ્યું:

"માણસોને તેમની સંપત્તિથી વિખૂટા ન પાડી શકાય એમ તમે કહો છો એમાં મને તમારી ભૂલ લાગે છે. વિખૂટા પાડી શકાય છે, ને તેથી એમને ઝાઝું સોસવા વારો નથી આવતો."

"તો પછી તેઓ સંપત્તિ રાખવાને આટલી બધી ઊઠવેઠ શા સારુ કરે છે?"

મેં કહ્યું: "સંપત્તિ કે રાચરચીલું રાખવું ને સાચવવું એ કેટલાક લોકોને માટે વિચિત્ર પ્રકારનો સિદ્ધાન્ત કે શિક્ષણમાર્ગ હોય છે. તેમને એ ચીજો વારસામાં અથવા ભેટમાં મળે છે, અને પછી એ કાળજીપૂર્વક સાચવી રાખવી-એને તેઓ પોતાનું કર્તવ્ય માને છે."

"એ જ વાત છે. એ ચીજોના ફંદામાંથી છૂટવાને બદલે એ ચીજો તરફની પોતાની ફરજના ભૂલભરેલા ખ્યાલની પાછળ તેઓ પોતાની જિંદગી વેડફી નાખે છે."

મેં કહ્યું: "પણ એવા ઘણાયે માણસ હશે જેમની પાસે ભારે સંપત્તિ ને માલમતા હોવા છતાં જેમને એનો વળગાડ નહીં હોય. તેઓ એને સહેજે જતાં કરી શકે. બીજી બાજુ માણસ સાવ ગરીબ હોય, તેની પાસે થોડીક સાવ નજીવી ચીજો હોય, ને છતાં તેને તેનો મદ હોય, ને તે પોતાની પાસે રાખી તે આત્માનો ઘાત કરતો હોય, એ પણ સંભવે છે. છેવટે તમારી પાસે કેટલું છે એ ખરી કસોટી નથી, પણ તમારી પાસે જે ચીજો છે તેને વિષે તમે શું ધારો છો એ ખરી કસોટી છે."

"હા, એ ખરી વાત છે. અમારાં પુરાણોમાં જનક રાજાની વાત છે. રાજા પાસે એક સંન્યાસી આવ્યો; તેની પાસે સંપત્તિમાં ફક્ત એક લંગોટી હતી. સંન્યાસી મુક્ત પુરુષ હોવાનો દાવો કરતો હતો તે ખરો છે કે કેમ એની કસોટી કરી જોવાને રાજાએ પોતાની ગૂઢ શક્તિ વડે મહેલને આગ લગાડી; તેમાં બીજી ચીજોની સાથે સંન્યાસીની લંગોટી પણ બળી ગઈ. સંન્યાસીને લંગોટી જવાથી ઘણું દુઃખ થયું. ત્યારે રાજાએ કહ્યું: "તમારી પાસે તો આટલી એક લંગોટી જ હતી. તે તો બીજી મળી શકશે. છતાં મને મારો સુંદર મહેલ ને તેમાંની ચીજો, જે ફરી કદી મળી શકે એવી નથી, તેનો નાશ થવાથી જેટલું દુઃખ થાય છે તેના કરતાં તમને વધારે દુઃખ થાય છે!"

: ૧૨ :

ગાંધીજીને એક ' રુગ્ણાલય ' સ્થાપવાની જે ઇચ્છા હતી તે ફળીભૂત ન થવા પામી એની એક મોટી નિરાશા એમને એ દક્ષિણ આફ્રિકાના દિવસોમાં રહી ગઈ. રોગીઓનો ઉપચાર કરવાનું કામ એમને સ્વભાવતઃ ગમતું. આરોગ્યનાં મૂળતત્ત્વોનું જ્ઞાન એમને જાણે જન્મથી જ હોય એવું હતું. આ ગુણો યોગ્ય રીતે કેળવવામાં આવ્યા હોત ને તેની સાથે અનુભવનો યોગ થયો હોત તો તેઓ કદાચ આજના જમાનાના એક મોટામાં મોટા રોગ મટાડનાર થયા હોત. પણ વસ્તુતઃ એમના જીવનમાં ઠરીઠામ બેસવાનો વખત એટલો ઓછો આવ્યો, ને રાજકીય કે સામાજિક જીવનમાં એમનાં સમય ને શક્તિ એટલાં રોકાઈ ગયાં, કે આ જાતના સતત કે એકધારા અભ્યાસ કે કામને માટે એમને કદી પૂરતો વખત જ મળ્યો નહીં. છતાં ઘણા ગોરાઓ ને હિંદીઓ એમની પાસે આરોગ્યને વિષે સલાહ ને મદદ લેવા આવતા; અને એમણે જેમનો ઉપચાર કરેલો એવાં ઘણાં માણસને એથી ઘણો લાભ થયો હતો. હું એમને પહેલવહેલી મળી તે વેળા એમને ક્યુની કરીને એક જર્મન નિસર્ગોપચાર કરનારના શિક્ષણની ઉપયોગિતા વિષે ભારે શ્રદ્ધા બંધાઈ હતી. અને તેટલા માટે તેમણે પોતાના ઘરમાં એક નહાવાની ખાસ ઓરડી તૈયાર કરાવી તેમાં શીતોદકસ્નાન, કટિસ્નાન, એનીમા વગેરેની ગોઠવણ કરી હતી.

આ પ્રકારનો એક જાણવા જેવો કેસ મારા જોવામાં આવ્યો તે મિ. ક — નામના એક ગૃહસ્થનો હતો. તેઓ અમારા કેટલાક ગોરા મિત્રોના ઓળખીતા હતા. મિ. ક — મહિનાઓથી ડાક્ટરોની દવાઓ પીતા હતા. છેવટે ડાક્ટરોએ એપેન્ડીસાઈટીસનું ઓપરેશન તરત જ કરાવવાની સલાહ આપી. અમારાં ઓળખીતાં પેલાં ડ — દંપતી તો એ સાંભળીને ગભરાઈ ગયાં. મિ. ડ — એ ગાંધીજીની પાસે આવી તેમની સાથે આ વિષે વાત કરી. હું એ વાતચીતમાં હાજર નહોતી. પણ મને ખબર છે કે એને પરિણામે મિ. ડ — રાતે અગિયાર વાગે ગાંધીજી પાસેથી સીધા પેલા દરદી મિત્રને ઘેર ગયા, ને તેમને પોતાની પીઠ પર ઉપાડી પોતાને ઘેર ( માઈલેક જેટલે છેટે ) લઈ ગયા. ત્યાં મિ. ક — ને સુવાડવામાં આવ્યા, ને પછી ગાંધીજીની સૂચના પ્રમાણે એનીમા અપાઈ, ઉપવાસ કરાવવામાં આવ્યા, ને બીજા ઉપચાર ને શુશ્રૂષા

કરવામાં આવ્યાં; તેને પરિણામે પેલા તીવ્ર દરદમાંથી તેઓ ઝપાટાબંધ સજા થવા લાગ્યા. દરદી ઠીકઠીક સાજા થયા છે એમ ગાંધીજીને લાગ્યું એટલે એમને હલકો નિરામિષ ખોરાક આપવો શરૂ કર્યો, ને એમને શક્તિ ધીરેધીરે આવતી ગઈ. ત્યારપછી એમની સાથે ઘણાં વરસ લગી મારી ઓળખાણ રહી હતી. પણ તેઓ નિયમિત આહાર અને પેટને એનીમા વગેરેથી સાફ રાખવાના નિયમને વળગી રહ્યા હતા; ને જે રોગથી તેઓ મહિના લગી આટલા બધા પીડાયા હતા તે રોગે ફરી કદી ઊથલો ખાધો નહોતો. અત્યારનાં આરોગ્ય મંડળો અને એમને ટેકો આપનારા ડાક્ટરો જે સલાહ આપે છે ને અમલમાં મૂકે છે તેમાંની ઘણીખરી સલાહ ગાંધીજી પચીસ વરસ પર આપતા ને અમલમાં મૂકતા. નિરામિષાહારી બનવું એ આજે ફેશનમાં ગણાય છે; પ્રતિષ્ઠિત તો મનાય જ છે. જુદાં જુદાં સામયિકોમાં આરોગ્યને વિષે આપેલી સૂચનાઓ વાંચતાં એમ થાય છે કે કબજિયતથી થતી માઠી અસરની શોધ જાણે હજુ હમણાં જ થઈ ન હોય. પણ ગાંધીજીને વરસો પર એ માઠી અસરનો ખ્યાલ હતો; ને તેઓ શરીરનું આરોગ્ય જાળવવા સારુ શરીરના અંદરના સંચાને સાફ રાખવાના, તથા થોડે થોડે વખતે તેને નાના પ્રમાણમાં ખોરાક આપવાના, સિદ્ધાન્તને અનુસરતા.

હિંદીઓની લડતના આરંભથી અન્ત સુધીમાં ગાંધીજીના ઉપચારથી રોગ મટ્યાના જે યાદગાર દાખલા મેં જોયા તેમાં સહુથી અજબ દાખલો તો ખુદ બાનો પોતાનો હતો. એ વેળા તેમની ઉંમર ચાળીસેકની હતી, ને તેઓ લાંબા વખતથી પીડાયા કરતાં હતાં. એક ડાક્ટરની સલાહ લઈ તેનો ઇલાજ એમણે કરી જોયો હતો. છતાં તબિયત દહાડે દહાડે લથડતી ગઈ; અને છેવટે સ્થિતિ ગંભીર બની ગઈ. બહુ ખરાબ જાતનો પાંડુરોગ ( ઍનીમિયા ) વરતાયો હતો. બા તે વેળા ફિનિક્સમાં રહેતાં હતાં. ગાંધીજી જોહાનીસબર્ગમાં હતા. મારા પતિ ને હું ડરબનમાં રહેતાં હતાં. એક રાતે ફિનિક્સથી અમને તથા ડાક્ટરને બોલાવવા એક માણસ સાસભર્યો આવ્યો. ફિનિક્સ જવાને જે રાતની છેલ્લી ટ્રેન હતી તે અમે લીધી; અને રાતના અગિયાર ને બારની વચ્ચે બાની પાસે પહોંચી ગયાં. મનમાં ચિન્તા તો ઘણી જ હતી.

બાને અમે બેશુદ્ધ જેવી સ્થિતિમાં જોયાં. ડાક્ટરે તેમને શુદ્ધિમાં આણવાના ઇલાજો અજમાવ્યા તે દરમ્યાન અમે અને અન્ય કુટુંબીજનો

રાહ જોતાં બેસી રહ્યાં. રાત તો પસાર થઈ ગઈ. જેમ બને તેમ જલદી ગાંધીજીને આવવાનો તાર કર્યો. પોતાનું બને ત્યાં લગી 'બાપુ'ને ચિન્તા ન કરાવવાનો બાનો આગ્રહ હતો. પણ તેમની બેશુદ્ધ સ્થિતિ થતાં તેમને પૂછવાનું છોડી દેવામાં આવ્યું. ગાંધીજી બીજે દિવસે આવી પહોંચ્યા. દરમ્યાન બા સહેજ વધારે શુદ્ધિમાં આવ્યાં હતાં. પણ તેમના સાજા થવાની આશા ડાક્ટર આપી શકતા નહોતા. બહુ તો એક બે અઠવાડિયાં દેહ ટકશે એવી એમની ગણતરી હતી.

ગાંધીજીએ બીજું બધું કામ કોરે મૂક્યું, અને બધાં સમય ને શક્તિ બાના ઉપચાર પાછળ જ રોકી દીધાં. બાને વચ્ચે વચ્ચે થોડોક વખત શુદ્ધિ આવી જતી. એવા એક શુદ્ધિના વખતમાં તેમણે બાને પૂછ્યું: "તને મારા પર પૂરેપૂરો વિશ્વાસ છે?" બાએ હા પાડી. પછી ગાંધીજીએ કહ્યું: "તું મારા ઉપાય અજમાવી જોવા દેશે?" બાએ એમાં સંમતિ આપી, ને ગાંધીજીને જેમ કરવું હોય તેમ કરવા દેવાને કબૂલ થયાં. તે પછી ગાંધીજીએ દવામાત્ર બંધ કરાવી દીધી. દરદીને માંસના અર્ક પરાણે આપવાની ડાક્ટરને મનાઇ કરી. ડાક્ટરે ગાંધીજીને ગાળ દીધી, પણ ગાંધીજી ડગ્યા નહીં. ડાક્ટરે લગભગ નિરાશામાં ને ક્રોધમાં કેસ છોડી દીધો.

તે પછીનાં બે અઠવાડિયાં ગાંધીજી બાની પાસેથી બિલકુલ ખસ્યા નહીં. થોડા થોડા વખતને આંતરે તેમને લિંબુનો રસ આપ્યાં કર્યો; તે સિવાય બીજું કંઈ જ ખાવાપીવાનું ન આપ્યું. પોતાની શાન્ત ને સ્વસ્થ દ્રઢતા ને શક્તિ બામાં રેડી; અને દરદી સ્ત્રીને જે જે સેવા જોઈએ તે બધી અતિશય પ્રેમપૂર્વક કરી. આ બે અઠવાડિયાં બા અર્ધા ભાનમાં ને અર્ધાં બેભાન એવી સ્થિતિમાં મોતની સામે બાથોડિયાં ભરી રહ્યાં હતાં. પણ તે પછી તેમની સ્થિતિમાં દેખીતો સુધારો થવા પામ્યો. શુદ્ધિ ઘણો વધારે સમય ટકવા લાગી, ઊંઘ વધારે સ્વાભાવિક બની, શરીર પરના સોજા ઓછા થયા, અને આંખો વધારે ચોખ્ખી દેખાવા લાગી. પછી ધીરેધીરે જરા જરા ફળ ને દૂધ અપાવાં શરૂ થયાં; અને છેવટે મસાલા વિનાનાં શાક, અને અનાજ અપાવા માંડ્યાં. બાના વ્યાધિએ ફરી એક પણ ઊથલો ન ખાધો; ને તેઓ ધીરેધીરે પણ અચૂકપણે ગયેલું આરોગ્ય પાછું મેળવી શક્યાં. આજે (૧૯૩૧ માં) આ વાતને વીસથીયે વધારે વરસ વીતી ગયાં છે, છતાં બાએ ત્યારપછી એકેવાર

ગંભીર માંદગી ભોગવી નથી; જોકે તેમનું જીવન તો ઘણા જ કઠણ ને વિષમ સંજોગોમાં પસાર થયું છે.

આ પ્રકારના 'એનીમિયા'માંથી બાની તબિયત વળી એ તે વખતે તો લગભગ ચમત્કાર જેવી ઘટના હતી; કેમકે તે વેળા એ રોગ જીવલેણ ગણાતો, ને બહુ જ ઓછા દરદી એમાંથી સાજા થઈને ઊઠેલા જાણ્યામાં હતા. લિંબુનો રસ, ને જેને આપણે 'માનસિક રોગોપચાર' કહીએ, એ બે વડે કોઈ પણ દરદી અગાઉ સાજા થયાનું ગાંધીજીની જાણમાં તો નહોતું. જે થોડાક ડાકટરોએ આ કિસ્સો જાણ્યો કે સાંભળ્યો તેઓ તો એ કેમ બન્યું એ વિષે મૂંઝવણમાં જ પડી ગયા.

બેશક ગાંધીજીના કેટલાક ઉપચારપ્રયોગો ડહાપણભરેલા કે લાભકર્તા નહોતા. એમાંનો એક પ્રયોગ મારા પહેલા બાળક પર કરવામાં આવેલો. તેને પેટ સાફ આવવામાં સરળતા થાય તે માટે તેના પેટ પર ઠંડા પાણીથી ભીંજવેલી માટીની લોપરી મૂકવામાં આવી. એથી ચમકીને બાળકે ચીસ પાડી ને બેવડ વળી ગયો, ને પછી તેનું શરીર અક્કડ ને ભૂરું પડતું ગયું. મેં લોપરી ઉખાડીને ફેંકી દીધી, ને બાળકને મારા શરીર સરસો ચાંપી તેને હૂંફ આપી, તેથી સદ્‌ભાગ્યે બાળકને થોડી વારમાં શાતા વળી. પણ બીજા ઘણા પ્રસંગોએ, મોટાં બાળકો ને પ્રૌઢ સ્ત્રીપુરુષોને શરીરના કોઈ ભાગમાં સોજો આવ્યો હોય કે લોહી ગંઠાઈ ગયું હોય ત્યાં ગાંધીજીએ લગાડેલી માટીની લોપરીથી અતિશય સુધારો થયાના કેટલાયે દાખલા મારી જાણમાં છે.

એ વરસો યાદ કરતાં હું જોઈ શકું છું કે દક્ષિણ આફ્રિકાના મારા વસવાટની શરૂઆતના વખતમાં બનેલા એક બનાવે ડાકટરો ને તેમના ઉપચારો વિષે ગાંધીજીને અણગમો ઉપજાવવામાં કેવો મોટો ભાગ ભજવ્યો હશે. એમના એક હિંદી મિત્રના બારેક વરસના દીકરાને શસ્ત્રક્રિયા કરાવવાની ભલામણ ડાકટરોએ કરી. શસ્ત્રક્રિયા સાદી પણ છોકરાના આરોગ્યને માટે સાવ જરૂરની હતી. છતાં માબાપ તો એ વાતથી બહુ ડરતાં હતાં. તેમણે જ્યારે એ કરાવવાની હા પાડી ત્યારે પણ એવી શરત મૂકી કે શસ્ત્રક્રિયા ઘેર કરવી, અને છોકરાની સંભાળ લેવાને ગાંધીજીને હાજર રહેવા દેવા. આ માબાપને ગાંધીજી પર એવો અટળ વિશ્વાસ હતો કે તેઓ હાજર હોય તો છોકરાની જિંદગીને જરા પણ આંચ નહીં આવે.

દુર્ભાગ્યે શસ્ત્રક્રિયા સંતોષકારક રીતે ન થઈ. શસ્ત્રક્રિયાના ટેબલ પર જ છોકરાનો પ્રાણ ગયો. ગાંધીજીને થઈ ગયું કે શસ્ત્રક્રિયા કરનાર ડાક્ટર કુશળ કે કાળજીવાળો નહોતો, ને જેને એક નિર્દોષ બાળકનું લગભગ ખૂન કહી શકાય તે જોવાને પોતાને હાજર રહેવું પડ્યું. છોકરાનાં માબાપના દુઃખનો તો પાર જ રહ્યો નહીં; અને એમના પર જે મોટી આફત આવી પડી તેને માટે પોતે જવાબદાર છે એમ કંઈક અકળ રીતે ગાંધીજીને લાગી ગયું. તેમને લાગ્યું કે પોતે એ માબાપને કશી મદદ ન કરી શક્યા. તેઓ અતિશય દુઃખ ને નિરાશામાં ગરકાવ થઈને ઘેર આવ્યા, ને દિવસો સુધી તેમના જીવને ભારે ઉદ્વેગ રહ્યો.



ગાંધીજીનો સ્વભાવ જોતાં, તેઓ બાળકોને માર મારવાનું સારું ન ગણે, એટલું જ નહીં પણ બાળકો જોડે મારપીટથી કામ લેવાની સખત મનાઈ કરે, એ અત્યંત સ્વાભાવિક હતું. બાળક ગમે તેટલું પજવે ને ઉધમાત કરે તોપણ તેના અંતરમાં રહેલા ઉત્તમ અંશને ઉત્તેજન આપવું, ને તેના મનમાં પોતાના અપરાધનું ભાન જાગે એવો પ્રયત્ન કરવો, એવો ગાંધીજીનો મત હતો. દુર્ભાગ્યે કેટલાંક બાળકોમાં એવો ઉત્તમ અંશ કે નીતિનું ભાન હોય જ નહીં એમ દેખાય છે. જે માણસો શુદ્ધ નૈતિક સાધનોનો જ પ્રયોગ કરવા ઇચ્છે છે તેઓ જ્યારે માણસોની જોડે વહેવારમાં કામ પાડે છે ત્યારે અમુક કોયડા હંમેશાં ઊભા થાય છે. એમાંના કેટલાક કોયડા આવાં બાળકોએ પેદા કરેલા હોય છે.

ગાંધીજીના જે કામચલાઉ શિક્ષણપ્રયોગો ચાલેલા તેમાંના એક પ્રયોગ દરમ્યાન ચૌદેક વરસના એક છોકરાને તેમની પાસે શિક્ષણ લેવા મૂકવામાં આવેલો. છોકરો ભારે સંતાપ ને હેરાનગતી કરાવનાર થઈ પડ્યો હતો. ક્રૂરતા ને છેતરપિંડી તેના સ્વભાવમાં જાણે જન્મથી જડાયાં હોય એમ લાગતું હતું. આ બે દુર્ગુણોને ગાંધીજી ખરાબમાં ખરાબ લેખતા હતા. તેમણે આ છોકરાની વિશેષ કાળજી રાખી તેના પર અસાધારણ પ્રેમ વરસાવી જોયો; તેને સમજાવી ને વીનવી જોયો; પણ પથ્થર પર પાણી. બીજાં બાળકો પર કે જાનવરો પર એણે એક ક્રૂરતા કરી હોય તેમાંથી બીજીવાર ક્રૂરતા કરવાનો પ્રસંગ આવે; ને

એક જૂઠું છુપાવવા બીજું જૂઠું બોલે. છેવટે આ છોકરાને વંઠી જવા દેવા માટે મારા પતિએ ગાંધીજીને ઠપકો આપ્યો. તેમણે કહ્યું કે બીજા માણસો આ વાતની ફરિયાદ કરે છે, ને તે વાજબી છે. ગાંધીજીએ બહાનાં શોધી જોયાં, પણ મારા પતિએ કહ્યું કે એ છોકરાને માટે તો એ સમજી શકે એવો જ કંઇક ઇલાજ કરવો જોઇએ. એ તો કેવળ ધોલધપાટને જ વશ થાય એવો છોકરો છે. છેવટે એક દહાડો એણે એક નાના છોકરાના માથા પર ક્રિકેટનું બેટ ફેંક્યું, તે પેલાને વાગતાં વાગતાં રહી ગયું. ગાંધીજીએ એ જોયું; ને મારા પતિ ત્યાં હાજર હતા તેમને પેલા તોફાનીને ફટકારવાનું કહ્યું. મારા પતિએ તે પ્રમાણે કર્યું, ને ત્યારપછી અમુક વખત સુધી એનામાં દેખીતો સુધારો રહ્યો. છોકરાએ પોતાના પર અમુક પ્રકારનો અંકુશ મૂક્યો. શારીરિક દુ:ખ પોતાને પડે તે એ સમજી શકતો હતો, ને તે એને ગમતું નહોતું, એ સાફ દેખાઈ આવ્યું.

## : ૧૩ :

મને દક્ષિણ આફ્રિકા પાછી ફરતાં ત્રણેક વરસ વીતી ગયાં. મારા પતિ વિલાયત આવીને ત્યાં થોડા મહિના રહ્યા. તે પછી હું તેમની સાથે હિંદુસ્તાન ગઈ ને ત્યાં અમે વરસ દહાડો રહ્યાં.

હું ડરબન આવી તે પછી અમે ત્યાં ઘર લઇને રહીએ એવી ગોઠવણ થઈ. મારા પતિ વકીલાત કરે, અને અગાઉની પેઠે ફિનિક્સને માટે કંઇક કામ કર્યા કરે, એમ નક્કી થયું. ગાંધીજી મોટે ભાગે જોહાનીસબર્ગમાં રહેવાના હતા; પણ પોતે જે વિચારો લાંબા વખતથી સેવેલા તેને અમલમાં ઉતારવા માટે ફિનિક્સમાં સારી પેઠે સમય ગાળવો, એવું પણ એમના મનમાં હતું.

મારી ગેરહાજરી દરમ્યાન ફિનિક્સમાં ઘણા ફેરફારો થયા હતા. કેટલાંક જૂનાં આશ્રમવાસીઓ જઇને નવાં આવ્યાં હતાં. જમીનના ટુકડાઓની ખેતી વધારે સારી રીતે થતી હતી, તેની આસપાસ કંઇક વાડ જેવું પણ થયું હતું, અને આશ્રમના લગભગ બધા માણસો પોતાના ખપજોગાં શાકભાજીનો મોટો ભાગ પોતે ઉગાડી લેતા. જમીન બહુ રસાળ, ને અગાઉ એમાં કદી વાવેતર થયેલું નહીં, એટલે જાતજાતનાં સરસ શાકભાજી ને ફૂલ સહેલાઇથી ઊગ્યાં; ને આ રસાળ જમીનમાં વાવેલાં અનેનાસ પણ સારી પેઠે ફાલ્યાં.

એક બે ઘરને અગાઉના કરતાં મોટાં બનાવવામાં આવ્યાં હતાં; ને તેમાં હવે વધારે ફરનીચર હતું, તેમજ બારીઓએ સુંદર પડદા પણ ટાંગેલા હતા. નિશાળને માટે એક મોટું એક જ ઓરડાનું મકાન બનાવી તેમાં સાધનો વસાવ્યાં હતાં. અહીં નવાં આવેલાં આશ્રમવાસીઓમાંથી એક અંગ્રેજ મહિલા આશ્રમનાં બાળકોને ભણાવતી હતી. તેને ભણાવવાનો પહેલાંનો અનુભવ જરાયે ન હતો, પણ એવી વાતોની ગાંધીજીને પરવા ન હતી. તેમની નજરે, એ બહેનનું હૃદય શુદ્ધ હતું, એટલે મગજ પણ સાબૂત હોય જ.

નિશાળમાં એ વખતે પાંચ ને સત્તર વરસ વચ્ચેની ઉંમરનાં ચૌદ છોકરાં—છોકરા તેમજ છોકરીઓ—આવતાં. એમાંના કેટલાક છોકરાઓને તેમના વાલીઓએ ગાંધીજી પાસે શિક્ષણ માટે મૂક્યા હતા. એને લીધે એમને એક નવા સવાલનો ઉકેલ કરવાનો આવ્યો. છોકરા કિશોર વયના, એટલે એમનામાં ખીલતી જતી કામવૃત્તિનો પણ ગાંધીજીને અભ્યાસ કરવો પડ્યો. તેમણે એ વિષયનો પુષ્કળ વિચાર કર્યો હતો; અને છોકરાઓને એ વિષયનું જ્ઞાન આપીને બ્રહ્મચર્યની તાલીમ આપવાની સારામાં સારી રીત કઈ એ વિષે ઠીકઠીક ચિન્તન કર્યું હતું. તેમણે એ વિષયની અનેક ચોપડીઓ મંગાવી; એમાં 'વૉટ એ યંગ બૉય ઑટ ટુ નો' એ પણ એક હતી. ગાંધીજીએ મને કહ્યું કે "એ બધી વાંચી જાઓ, અને એમાંથી છોકરાઓને નીતિશિક્ષણના વાચન તરીકે આપવા માટે તમને સારામાં સારી કઈ લાગે છે તે જુઓ." પણ એ આશાઓ ને સિદ્ધાન્તોની શી દશા થઈ? એમનાં એટલાં બધાં કાળજી ને વિચાર મનુષ્યના પુરુષાર્થમાં બને છે એવી દુઃખદ ઘટના બનતી રોકી ન શક્યાં. એક મોટા છોકરાએ એક નાની વિદ્યાર્થિની સાથે ભારે અટકચાળું કરવાનો પ્રયત્ન કર્યો હતો, એ સાંભળીને ગાંધીજીને આઘાત અને દુઃખ થયાં.

છોકરીના બાપને પાર વિનાનો ગુસ્સો ચડે એ સ્વાભાવિક હતું. તેમણે છોકરીને ફરી નિશાળમાં જવાની મનાઈ કરી. વસ્તુતઃ તે બાકીનો જેટલો વખત કુટુંબ સાથે ફિનિક્સમાં રહ્યા તે દરમ્યાન છોકરી પર સખત ચોકી રાખી. જાણે આ દુઃખદ ઘટનામાં એમને ગાંધીજીનો જ વાંક દેખાતો હોય એવું કર્યું. છોકરો આમ કેમ વર્ત્યો એમ એને પોતાને પૂછવામાં આવતાં તેણે કહ્યું કે "મારાથી રહેવાયું નહીં; મને મન થઈ આવ્યું." ગાંધીજીએ જોયું કે

એ છોકરાને પોતાનાં જ દેખરેખ ને અંકુશમાં હંમેશાં ન રાખી શકાય તો તેને કેળવવા કે સુધારવાનું અશક્ય છે. એમના પોતાથી એ બની શકે એમ નહોતું, એટલે છોકરાને તેના બાપ પાસે મોકલી આપ્યો ને એ પ્રકરણ સમાપ્ત થયું. છતાં આશ્રમવાસી સમાજ પર એની અસર તો રહી જ ગઈ ને કેટલાંક વિખવાદનાં બીજો વવાયાં.

નિશાળનું મકાન ઊભું થયું એટલે આશ્રમને માટે એક સભાગૃહ પણ મળી રહ્યું હશે એમ માની શકાય. પણ એમ બન્યું નહોતું. ગાંધીજીનો રહેવાનો મોટો ઓરડો હજુ પણ આશ્રમનું કેંદ્ર અને સભાગૃહ હતું. અહીં દર રવિવારે સાંજે સહુ આશ્રમવાસી સ્ત્રી પુરુષ બાળકો પ્રાર્થના માટે ભેગાં થતાં. પ્રાર્થના એ પૂર્વે પશ્ચિમના સુભગ મિલનરૂપ હતી. અમારી પાસે એક સરસ પિયાનો વાજું હતું, ને એકબે અંગ્રેજ આશ્રમવાસીને તે જરાતરા વગાડતાં આવડતું હતું.

સામાન્ય રીતે ગાંધીજી પ્રાર્થનાનો આરંભ કરી ગીતાના અમુક શ્લોકો તથા બાઇબિલના નવા કરારનો કેટલોક ભાગ વાંચતા. પછી અંગ્રેજી ભજનો ગવાતાં, તેમાં સહુ સામેલ થતાં. કેટલાંક ગુજરાતી ભજનો ગવાતાં, તેમાં ગુજરાતી જાણનાર સામેલ થતાં. ભજનો ગાવામાં ગાંધીજી ઉત્સાહપૂર્વક ભાગ લેતા, ને તેમને તેમાં પૂરેપૂરો રસ આવતો. અમારી પાસે એક નાનકડી ભજનાવળી પણ હતી; તેમાં ખાસ આશ્રમ પ્રાર્થના માટે ઠેકઠેકાણેથી લીધેલાં અઢાર ભજનોનો સંગ્રહ હતો; ને તે ચોપડી ફિનિક્સ મુદ્રણાલયમાં છાપેલી ને બાંધેલી હતી.

એમાંનાં બે ભજન ગાંધીજીને વિશેષ પ્રિય હતાં. જે વરસોમાં મારો એમની સાથે પ્રત્યક્ષ સમાગમ રહ્યો તે બધા સમયમાં એમને આ બે ભજનનો કંટાળો આવેલો મેં કદી જોયો નહીં. એક ભજનમાં જીવન ઇશ્વરને ચરણે અર્પણ કરવાનો ભાવ હતો.* ટમટમતા દીવાના તેજવાળી એ નાની પતરાની ઓરડીમાં ગાંધીજી પૂર્વ ને પશ્ચિમનાં નિવાસી એવાં વીસેક માણસના

---

*"Take my Life, and let it be
Consecrated, Lord, to Thee."
એ શબ્દોથી શરૂ થતું ભજન. જુઓ 'આશ્રમભજનાવલી' પૃ. ૨૦૯.

મંડળના જીવનના કેંદ્રરૂપ હતા. એ ઓરડીમાં આ ભજનના ઇશ્વિરાર્પણના સુંદર ભાવવાહી શબ્દો ગવાતા તેના કરતાં અધિક ઊંડી ઊર્મિ ને ભાવના સાથે જગતમાં બીજી કોઈ જગાએ નહીં ગવાતા હોય.

બીજું ભજન હતું 'પ્રેમળ જ્યોતિ'નું.* ગાંધીજી પોતે જ્યારે મુસીબતો-રૂપી ઘન અંધારથી ઘેરાયેલા હોય ત્યારે આ ભજનનાં વચનો ઘણીવાર ટાંકે છે.

રવિવાર સાંજની આ પ્રાર્થના સહુને ગમતી. તેનાથી આશ્રમવાસીઓનાં મનમાં એકબીજાની નજીક આવ્યાનો ભાવ પેદા થતો, ને દિવસ બહુ શાન્તિથી પસાર થતો.



ગાંધીજીને હસ્તક જે છોકરા છોકરીઓ તેમનાં માબાપ અવારનવાર સોંપતાં તેમાં વીસેક વરસની એક છોકરી હતી. એનું ખરું નામ ન આપતાં આ પુસ્તક પૂરતું હું તેને લીલા નામ આપીશ. તે ભણેલી, ચબરાક ને દેખાવડી હતી. એના વાલી થવાનું ગાંધીજીને બહુ જ ગમતું દેખાતું. તે ઊંચા ઊંચા આદર્શોની વાતો કરતી; 'બાપુ' જે સુધારા કરતા કરાવતા તે એ સમજતી ને તેમાં સાથ આપતી. આસપાસનાં માણસોને શીખવવાનું ને તેમની નાની નાની સેવાઓ કરવાનું તેણે ઉપાડી લીધું. આમ દેખીતી તો એની ગાડી સીધી પાટા પર ચાલી રહી હતી. એટલામાં એકાએક મોટો બૉંબગોળો પડ્યો. એક દહાડો ગાંધીજીને જોતાં જ એમનો દેખાવ જોઈને હું હેબતાઈ ગઈ. તેઓ સાવ ગમગીન ને માંદા જેવા દેખાતા હતા. તેમણે મને આવકાર આપ્યો, પણ એમાં રોજનો ઉમળકો ને હંમેશનું સ્મિત નહોતાં.

"શું છે? તમારી તબિયત સારી નથી કે કંઈ બન્યું છે?" અમે ઓરડાના એક શાન્તિવાળા ખૂણામાં બેઠાં કે તરત મેં ગભરાટમાં પૂછ્યું. એમના મોઢા પર આટલાં દુઃખ ને વિષાદ મેં પહેલાં કદી જોયાં નહોતાં. હિંદી કોમની લડતમાં પરિસ્થિતિ વિષમમાં વિષમ દેખાયેલી ત્યારે પણ ઇશ્વરની મંગલકારી યોજના વિષેની તેમની શ્રદ્ધાએ તેમને ટકાવી રાખેલા, ને તેમના હૃદયમાં

---

* 'Lead, Kindly Light,' એ શબ્દોથી શરૂ થતું ભજન. જુઓ મૂળ ભજન માટે 'આશ્રમભજનાવલી' પૃ ૨૧૦, તથા તેના ગુજરાતી અનુવાદ ('પ્રેમળ જ્યોતિ') માટે પૃ. ૧૮૫.

શાન્તિ ને આશાનો સંચાર કરેલો. પણ આજે જાણે હૃદયમાંનો પ્રકાશ બુઝાઈ ગયો હોય એવા તેઓ દેખાતા હતા. ઢીલાઢફ થઈને બેઠા હતા. લડવાનું જોમ જ જાણે બધું ગુમાવી બેઠા હતા.

"ગજબ થયો છે!" તેમણે હળવે અવાજે જવાબ દીધો.

"ગજબ?" મેં તેમના શબ્દનો પડઘો પડ્યો. હું કંઈ કળી ન શકી. "એટલે?"

"આપણે ત્યાં એક ભયંકર બનાવ બન્યો છે."

"પણ એ છે શું? મને કહો શું બન્યું છે તે!" હું બોલી ઊઠી. હવે મને ભારે ગભરાટ ઊપજ્યો હતો.

ગાંધીજી કહે: "લીલાએ પોતાનું શિયળ ગુમાવ્યું. તેણે ન — ની સાથે શરીરસંબન્ધ કર્યો."

"એ તો ખરેખર ભયંકર કહેવાય! તમારી ખાતરી છે કે આ સાચી વાત છે?"

"સાવ સાચી. તેણે પોતે જ મારી આગળ કબૂલ કર્યું."

મેં કહ્યું: "હજુ મારી સમજમાં બરાબર ઊતરતું નથી. એ બની કેમ શક્યું? ક્યારે બન્યું? હું તો માનતી હતી કે એ પોતાનો બધો વખત કેમ ગાળે છે ને ક્યાં ક્યાં જાય છે એ તમે જાણો છો. તો આ વાત કેવી રીતે બનવા પામી હોય?"

ગાંધીજી નિસાસો નાખીને કહેવા લાગ્યા: "મેં માનેલું કે હું પોતે લીલાને જાણતો હતો, ને તે ક્યાં જાય છે ને હરેફરે છે એ પણ જાણતો હતો, પણ હવે લાગે છે કે હું એ નહોતો જાણતો. હું ધારતો કે એ ચોપડી લઈને માત્ર ફરવા ગઈ છે, ત્યારે તે ન — ને મળતી હતી. તેનું આ પરિણામ."

"આ વાત લાંબા વખતથી ચાલે છે?" મેં પૂછ્યું.

"હા, ઠીકઠીક વખત થયો. કેટલાંક અઠવાડિયાં તો થયાં જ હશે."

થોડીક મિનિટ અમે બોલ્યા વિના બેસી રહ્યાં. શું કહેવું એ મને સૂઝતું નહોતું, કેમકે આ બનાવથી એમને કેટલો ભીષણ આઘાત થયો હશે એનો

મને ખ્યાલ હતો. આ વાતની અફવા ચાલે તો બીજાઓનાં મનમાં તેમને વિષે કેવો ખોટો ખ્યાલ બંધાય એ પણ હું સમજતી હતી. મને થયું આ વાત આશ્રમ બહાર જાય જ નહીં એવું ન કરી શકાય? પણ તેમણે આગળ જે વચનો કહ્યાં તે સાંભળીને મને થયું કે એમ કરવું અશક્ય છે.

તેમણે કહ્યું : "ઘણાં માણસોને આ વાતની જાણ હતી અથવા તો વહેમ હતો. હું એકલો જ મારી આસપાસ શું ચાલી રહ્યું છે એનાથી સાવ અજાણ હતો. અને હવે એ છોકરીનાં કુટુંબીઓને મારે શું કહેવું? એને માટે મારે એમને જવાબ દેવો રહ્યો છે!"

"પણ આને માટે તમે તમારો પોતાનો વાંક તો નથી કાઢતાને? આવી ભયાનક વસ્તુ બને એવી કલ્પના સરખી તમને ક્યાંથી આવી શકે?"

"મારો નહીં તો કોનો વાંક કાઢું? મારી જ કંઈક ગફલત થઈ હોવી જોઈએ. આની જવાબદારી મારે માથે જ પડવી જોઈએ."

"હું એમ નથી માનતી," મેં ભાર દઈને કહ્યું. આ છોકરી, જેના પર ગાંધીજીએ આટલું બધું હેત વરસાવ્યું હતું, ને જેને વિષે તેઓ આટલા બધા ગર્વપૂર્વક વાત કરતા, તેણે એમને છેતર્યા ને આવી ભૂંડી રીતે દગો દીધો, એના રોષથી મારું પોતાનું લોહી ઊકળવા માંડેલું મને લાગ્યું. ન — ને વિષે મને એવી લાગણી ન થઈ. તે લીલા કરતાં થોડેક વરસે નાનો હતો, ને તેને છોકરીઓ વિષે કશી ખબર નહોતી, અથવા હશે તોયે બહુ જ થોડી. મારી ખાતરી હતી કે લીલાએ એને જાણીબૂજીને ફસાવ્યો હશે."

મેં કહ્યું : તમારો તો વાંક ન જ ગણી શકાય. લીલા અજ્ઞાન નહોતી. પોતે શું કરી રહી છે એનું તેને ભાન હતું. એ સાવ નિર્લજ્જપણે વર્તી છે એ હું જાણું છું. પણ એને માટે તમને કોઈ જવાબદાર ન ગણી શકે. હવે તમે શું કરવા ધારો છો?"

"મારે એના કુટુંબને તરત જ ખબર આપવી જોઈએ ને તેમનો ઠપકો માથે ચડાવવો જોઈએ. લીલાને પશ્ચાત્તાપ થયો છે. પોતે કેટલું બૂરું કામ કર્યું છે એનું તેને ભાન થયું છે. છેલ્લા ચોવીસ કલાકથી તે રડ્યાં જ કરે છે ને તેણે ખાધું પણ નથી."

મેં કહ્યું : " ઠીક છે, એટલા ઉપવાસથી એને ફાયદો થશે. મને એને વિષે જરા પણ સમભાવ નથી. પણ મને ન — ને વિષે ખેદ થાય છે. એને બાપડાને આ પહેલાં કામવિકારનું ભાન ક્યાંથી હોય? એને તો પેલીએ ફસાવ્યો જ છે. પણ એને વિષે તમે શું કરવાના છો?"

" એમાંથી એકેને વિષે શું કરવું તે મેં હજુ નક્કી કર્યું નથી. તેમણે બંનેએ પ્રાયશ્ચિત્ત કરવું રહ્યું. બેશક હવે પછી તેમને એકલાં મળવાની છૂટ આપવા જેટલો વિશ્વાસ એમને વિષે હું નહીં રાખી શકું. એમાંથી એકેને કાઢી પણ નહીં મુકાય."

મારું મન આથી આગળ વધીને વિચારવા લાગ્યું કે આથી વધારે ચિંતાનું કંઈ કારણ છે ખરું?"

" બાળક થવાનું છે?" મેં પૂછ્યું.

" ના, પાડ ભગવાનનો એટલો! એ દુઃખમાંથી તો એણે મને ઉગાર્યો છે," ગાંધીજી શ્રદ્ધાભર્યા અવાજે બોલ્યા.

" હા, એ પાડ માનવા જેવી વાત છે ખરી! એટલી પૂર્તિ વિના પણ આની ભયાનકતા કંઈ ઓછી નથી."

" મેં લીલાને કહ્યું છે કે મારે તેના પાપના બોજામાં ભાગ પડાવવો રહ્યો. હું ઉપવાસ કરીને એના પાપનું પ્રાયશ્ચિત્ત કરવા માગું છું."

આમ અમારી વાત ચાલી. પણ જે ઘટના બની ગઈ તે તો ઊભી જ હતી. તેનું વાત વડે નિવારણ કરી શકાય એમ નહોતું. ગાંધીજી જે મનોવ્યથા ભોગવી રહ્યા હતા તેને વિષે ઊંડા ખેદની લાગણી મનમાં લઈને હું ઊઠી. એમને મન શિયળનું મૂલ્ય કેટલું ભારે હતું તે હું જાણતી હતી. આ છોકરો-છોકરી, જે પોતાને હસ્તક હતાં ને છતાં જેમને લાલચમાં પડતાં પોતે રોકી શક્યા નહોતા, તેમને માટે તેઓ પોતાને કેટલા જવાબદાર ગણતા હતા તેની પણ મને ખબર હતી. મારા મનમાં લીલા પ્રત્યેનો રોષ કાયમ હતો. ન — ને વિષે એને ભારે પ્રેમ હતો એવું બહાનું પણ તે કાઢી શકે એમ નહોતું. અને પાછી એ તો પરણેલી હતી!

પખવાડિયા પર થોડાક દિવસ વીતી ગયા પછી હું ગાંધીજીને ફરી મળી.

તેઓ પાતળા ને સુકલકડી દેખાતા હતા. લાંબા કડક ઉપવાસની અસરમાંથી હજુ હમણાં જ શરીર વળવા લાગ્યું હતું. અમે થોડી વાર વાત કર્યા પછી તેમણે મને આગ્રહપૂર્વક લીલાને મળવાનું કહ્યું, ને ઉમેર્યું કે તે હવે બહુ સરસ રીતે વર્તી રહી છે.

"તેણે અમારી સહુની સમક્ષ પોતાનું પાપ કબૂલ કર્યું છે. તેણે મારી સાથે ઉપવાસ કર્યા છે, ઘરેણાં બધાં ઉતારી મૂક્યાં છે, શોકનો વેશ ધારણ કર્યો છે, ને અપરાધ અને પ્રાયશ્ચિત્તના ચિહ્નરૂપે વાળ કપાવી નાખ્યા છે. મને ફરી એને વિષે ભારે આશા ઊપજી છે. તેના પાપની આ કબૂલાત કદાચ તેના આત્મામાં ભરેલા કથીરને બાળી નાખશે; ને તે પાપનું પૂરું પ્રાયશ્ચિત્ત કરી રહ્યા પછી પાછી કુંદન જેવી શુદ્ધ બનશે."

એના ચારિત્રનું આ નવું વર્ણન મેં ખરું માન્યું નહીં, તેમ તેને તે જ વખતે એને મળવાની મારી બહુ ઇચ્છા પણ નહોતી. છતાં ગાંધીજીની ઇચ્છાને અવગણી શકાય એમ મને ન લાગ્યું. એટલે થોડીક ક્ષણ મૂગી રહીને પછી મેં કહ્યું: "વારુ."

ગાંધીજી કહે: "તમને એ બાગમાં મળશે."

હું ઊઠીને ત્યાં ગઈ.

લીલાએ મને હર્ષભેર આવકાર આપ્યો. ગભરાટનું એકે ચિહ્ન દેખાવા દીધું નહીં; અને મને તો એનામાં સાચા પશ્ચાત્તાપનું પણ કશું ચિહ્ન ન જણાયું. હા, તેણે શોકસૂચક કાળાં કપડાં પહેર્યાં હતાં, વાળ કપાવી નાખ્યા હતા, એ ખરું; પણ તે પોતાને અપરાધી માનતી હોય એમ મને ન લાગ્યું. તેને પોતાના અપરાધનું ભાન હતું તેના કરતાં અનંતગણું ભાન તો ગાંધીજીને હતું. બાગમાં જતાં મને વિમાસણ થયેલી કે અમે મળીએ ત્યારે એને હું શું કહીશ. પણ એવી વિમાસણની જરૂર ન હતી. એણે જ વાતચીતની શરૂઆત કરી, ને અમે સહેજસાજ વાત માંડ કરી હશે એટલામાં તો મને ચા પીવાની સામે ભાષણ આપવા માંડ્યું. એને ખબર હતી કે મને ચાનો શોખ હતો, ને ગાંધીજી મને ઘણીવાર ચા પીવાના મારા વ્યસન વિષે ચીડવતા. લીલાએ પોતાના 'પાપના એકરાર' પછી ચા છોડી હતી. હું તો એના આ હુમલાથી એવી મૂંઝાઈ ગઈ કે જવાબમાં ઝાઝું કંઈ કહેવાનું મને સૂઝ્યું નહીં, ને હું એની

સાથે ઝાઝો વખત રહી નહીં. હું ગાંધીજી પાસે પાછી આવી ત્યારે મેં એમને કહ્યું કે લીલાના માની લીધેલા 'પશ્ચાત્તાપ'ની મારા મન પર તો સારી છાપ નથી પડી.

મેં કહ્યું: "હું નથી માનતી કે એને ખરેખરું દુઃખ થતું હોય. ખરું જોતાં મને તો આશ્ચર્ય થાય છે કે એણે તમારી આગળ પાપની કબૂલાત કરી જ શા સારુ હશે?"

ગાંધીજીએ ધીરે ધીરે જવાબ આપતાં કહ્યું: "એ કબૂલાત એણે સાવ સ્વેચ્છાએ તો નહોતી કરી. કેટલાંક આશ્રમવાસીઓએ મારી પાસે આવીને, પોતે જે દેખાવ નજરોનજર જોયેલો તેનું બયાન કર્યું. તેમને લાગ્યું કે એ વાત મારે જાણવી જોઈએ. પહેલાં તો હું સાચું માની ન શક્યો. પણ મેં જ્યારે લીલાની ઊલટતપાસ ચલાવી ત્યારે તે ઢીલી પડી ગઈ, ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી, ને તેણે બધી વાત કબૂલ કરી."

"મને એના પ્રત્યે જરાયે સમભાવ છે એવો ડોળ હું નથી કરી શકતી. મને દુઃખ થાય છે તે એણે નીતિનિયમનો ભંગ કર્યો એટલાથી જ નહીં, પણ આ કિસ્સાને લગતી એકેએક વાતથી — જે રીતે એણે એ કર્યું છે વગેરેથી."

ગાંધીજી હળવે રહીને કહે: "આપણે કઠોર કે નિંદક ન બનીએ. બીજાઓની નબળાઈઓ કે તેમને નડતી લાલચો આપણે જાણતાં નથી. આપણે એમનાં કાજી ન બનીએ. આપણે પાપનો તિરસ્કાર કરીએ, પાપીનો નહીં."

"હું કાજી બનીને લીલાનો ન્યાય નથી તોળતી. પણ એ એક કરુણાન્ત નાટકની નાયિકા તો નથી જ ને!"

"છતાં આપણે મેરી મૅગડેલીનની કથા યાદ રાખવી ઘટે છે."

લીલાના પિતા અને ગાંધીજી વચ્ચે શું બન્યું એની મને કદી ખબર પડી નહીં. પણ મેં એટલું તો જોયું કે થોડા જ વખતમાં તેને પિતાની પાસે મોકલી દેવામાં આવી; ને છેવટે તે સાસરે પાછી ગઈ; એટલે ગાંધીજી એને વિષેની જવાબદારીમાંથી મુક્ત થયા. છોકરો તો બિચારો એના પાપનો અજ્ઞાન ભાગીદાર હતો એમ કહીએ તો ચાલે. એની પાસેથી ગાંધીજીએ પ્રતિજ્ઞા

લેવડાવી કે તે કેટલાંક વરસ લગી નહીં પરણે, કડક બ્રહ્મચર્ય પાળશે, ને ગાંધીજી આ પ્રતિજ્ઞામાંથી એને છોડવે ત્યારે જ એ છૂટી શકશે.

## : ૧૪ :

દક્ષિણ આફ્રિકાની સરકાર એશિયાવાસીઓ સામે જે જુલમી કાયદો કરવા માગતી હતી, ને જેને લીધે દક્ષિણ આફ્રિકાની શાન્તિનો હ્રાસ થઈ રહ્યો હતો, તે એકલા હિંદીઓને લાગુ પડવાનો નહોતો. કેટલાક ચીનીઓ, જે નાની નાની દુકાનો ચલાવતા, તેમજ બજારમાં ફૂલ વેચવાનો ધંધો કરતા, તેમને પણ એ લાગુ પડવાનો હતો. તેમણે પણ ગાંધીજીની સલાહથી ને તેમણે બતાવેલી રીતે સત્યાગ્રહની લડત આદરી હતી. તેમના પણ એક આગેવાન હતા, તે બહુ બાહોશ હતા, ને હિંદી નેતાઓ સાથે હંમેશાં સલાહ મસલત કરીને કંઈ પણ પગલું ભરતા. એટલે જ્યારે ગાંધીજીએ સરકારની સાથે મોઢાનો કરાર કર્યો — જેની એક અગત્યની શરતનો જનરલ સ્મટ્સે પાછળથી ઇનકાર કર્યો — ત્યારે આ ચીની નેતાએ પણ એ જ શરતો સ્વીકારી. બે વિરોધી પક્ષો વચ્ચે જે બોલીને આધારે પાછળથી પાકો કરાર થયો તે ગાંધીજીના કેટલાક ઝનૂની અનુયાયીઓની સમજમાં ઊતરી નહોતી, ને તેથી તેમણે ગાંધીજીનો જીવ લેવાનો પણ પ્રયત્ન કરેલો. આ ચીની આગેવાનની પણ એવી જ દશા થઈ. એમનો જીવ લેવાની ધમકી એમને અપાઈ; અને એ ખાલી ધમકી નહોતી એની એમને ખબર હતી. તેમને દિવસો સુધી અજ્ઞાતવાસમાં રહેવું પડેલું. તેઓ કયારેક પોતાના એક વફાદાર અનુયાયીને ત્યાં આશરો લેતા, તો ક્યારેક બીજાને ત્યાં, ને જ્યાં સૂવાનું મળે ત્યાં સૂઈ રહેતા. ગાંધીજી એમના અસંતુષ્ટ દેશભાઈઓને સમજાવી શક્યા હતા; પણ અમારા મિત્ર ચીની આગેવાન મિ. લ્યૉંગ કવીનને એટલી સફળતા મળી નહોતી.

અમે સહુ એમની સલામતી માટે અતિશય ચિન્તાતુર ને બેચેન હતાં, એટલે અમારે ત્યાં એમને વિષે ગંભીર ચર્ચાઓ ચાલતી. એક દિવસ મને ખબર અપાઈ કે. મિ. કવીનને અમારા ઘરમાં આશરો લેવાનું કહેણ મોકલવામાં આવ્યું છે. મને આ વિચાર ગમી ગયો એવી ખોટી વાત તો કેમ કહું? ખૂન કરવાને તલસી રહેલું લોકોનું એક ટોળું મારા ઘરમાં પેસી હત્યા કરે છે, ને

હું મારા બાળકને લઈ પાસે લાચાર બનીને ઊભી રહી છું, એવો ચિતાર મારી નજર આગળ તરવા લાગ્યો. આ વિષે આગળ વધતા પહેલાં જ કહી દઉં કે મિ. ક્વીને અમારા ઘરમાં સંતાવાનું કહેણુ કદી સ્વીકાર્યું નહીં; અને થોડા જ વખતમાં ચીની કોમમાં ચાલતી અશાન્તિ ઠંડી પડી ગઈ. પણ એને વિષે જે વાતો અમારે ત્યાં થઈ એ રસ પડે એવી છે.

એક દિવસ મેં ગાંધીજીને પૂછ્યું: “ પણ ધારો કે મિ. ક્વીન ખરેખર અહીં આવે ને આપણા ઘરમાં સંતાઈ રહે, ને પછી એમના કેટલાક શત્રુઓ એમની ભાળ કાઢવા બારણે આવે. તો મારે શું એમ કહેવું કે ‘ મિ. ક્વીન કબાટમાં સંતાઈ બેઠા છે ’ ? કે કંઇક ખોટી ખોટી વાત કહીને પેલાઓને વિદાય કરવા ?”

“ તમને પોતાને શું કરવું ઉચિત છે એમ લાગે છે ? ” ગાંધીજીએ સામો સવાલ પૂછ્યો.

“ મને તો લાગે છે કે મારે એમને કંઈક અષ્ટમપષ્ટમ કહીને વિદાય કરવાનો જ પ્રયત્ન કરવો.”

“ મિ. ક્વીન તમારા ઘરમાં છે ? એવો સીધો સવાલ તેઓ તમને પૂછે તો ?”

“ મને લાગે છે હું ના પાડું એ યોગ્ય ગણાય. ”

“ પણ એ તો તમે જૂઠું બોલ્યાં ગણાઓ. ”

“ હા, ગણાઉં તો ખરી. પણ જે માણસને આપણે આશરો આપ્યો હોય તેનું ખૂન થવા દેવામાં જે પાપ રહેલું છે તેના પ્રમાણમાં આ અસત્ય-કથનનું પાપ હળવું ગણાય. ”

“ તમે તો જેસ્યુઈટ લોકોના જેવી દલીલ કરો છો ” ગાંધીજી બોલ્યા. “ તમે તો કહો છો કે સારો હેતુ પાર પાડવાને બૂરું સાધન વાપરવું ધર્મ્ય ગણાય. ”

“ તમે ભલે મને જેસ્યુઈટ કહેવી હોય તો કહો. પુણ્ય શું ને પાપ શું એનો નિશ્ચય કરવો ઘણીવાર અઘરો હોય છે એમ મને તો લાગે છે.

ઘણીવાર તો બે પાપમાંથી જ એકની પસંદગી કરવાની હોય છે; એટલે માણસ સહેજે હળવું પાપ પસંદ કરે છે."

"પણ પાપમાંથી પુણ્યફળ નીપજશે એવી આશા રાખીને તો પાપ ન જ કરવું જોઇએ, " ગાંધીજીએ છેવટનું વાકય કહ્યું.

આ સમય દરમ્યાન બીજે એક પ્રસંગે પાપપુણ્યની ચર્ચા ફરી પાછી નીકળી. સંપૂર્ણ સત્યની સાંકડી નાળમાં થઈને જ માણસે ચાલવું જોઇએ એ મતલબનું કંઈક વાકય ગાંધીજીએ કહ્યું હતું.

મેં કહ્યું: "પણ સત્ય એ પરમેશ્વરના અનેક ગુણોમાંનો માત્ર એક ગુણ નથી? એને સત્ય ઉપરાંત બીજા પણ ગુણો છે."

ગાંધીજી કહે: "તમે એક નિયમ તોડો તો એટલાથી બધા નિયમ તોડ્યા ગણાય."

"જેને હું ઈશ્વરી નિયમ માનું છું તે તોડવાની કિંમત તો હું પોતે ભરું છું. છતાં જો એમ કરવાથી હું કોઈ પ્રિયજનનો જીવ બચાવવામાં મદદ કરતી હોઉં તો કદાચ એ મારો મોટામાં મોટો આપભોગ ગણાય."

"તમે માનો છો કે તમે પોતે પાપ કરીને બીજાને ઉગારી શકો?"

"એમાં આદર્શ વસ્તુ શી છે એ તો હું જાણતી નથી; કદાચ આપણે કોઈ જાણતાં નહીં હઈએ. પણ હું માનું છું કે તમે જેને પાપ કહો છો તેને વિષે પુરુષો અને સ્ત્રીઓ જુદી જુદી રીતે વિચાર કરે છે. સ્ત્રીને જેના પ્રત્યે પ્રેમ હોય તેનું પાપ તે પોતાને માથે લેતાં આચકો નહીં ખાય, પછી ભલે એને માટે તેને નરકે જવું પડે. ભગવાન એનો કશાકને માટે જવાબ માગે તો તે કદાચ કહેશે: 'હે પ્રભુ, એ મેં કર્યું છે. મારી એકલીનો જ વાંક છે;' અને એમ બધો દોષ પોતાને માથે વહોરી લેતાં તેને આનન્દ આવશે. તમે માનો છો જાણે સ્ત્રી એમ કહેશે કે 'એ પાપ તો મારા પ્રિયજને કર્યું છે.' સત્યને ખાતર તો મારે એમ કહેવું જોઈએ."

"ના, ના, એ તો અતિશયોક્તિ થઈ," ગાંધીજીએ સહેજ સ્મિત કરીને કહ્યું. "તમે જાણો છો કે એ મારા કહેવાનો આશય નથી. પણ

આપણે નીતિ અનીતિનાં આપણાં ધોરણોને સુધારવાં જોઈ એ; નહીં તો આપણે હંમેશાં કાદવમાં ખૂંપી જવાનાં."

"આપણાં ધોરણોને આપણે સુધારવાં જોઈ એ," એ વાક્ય તેઓ ઘણીવાર પોતાની લાક્ષણિક ઢબે ઉચ્ચારતા.



આગળ જતાં એક કિસ્સો બન્યો તેને અંગે અમારે જે ચર્ચા થઈ તેમાંથી મને એક મોટો પાઠ શીખવાનો મળ્યો. આશ્રમમાં વસતી એક બહેને અસત્ય બોલીને ગાંધીજીને છેતર્યા હતા એમ તેમના જાણવામાં આવ્યું હતું. તેઓ મને એની વાત કરતા હતા, ને ભારે દર્દ ને નિરાશા વ્યક્ત કરી રહ્યા હતા. મને એમને સારુ દુઃખ થતું હતું, પણ મને લાગે છે તે વખતે તો પેલી અપરાધી બહેનને સારુ વધારે દુઃખ થતું હતું. ગાંધીજી પોતાને વિષે સારા અભિપ્રાય ધરાવે એની એને કેટલી બધી કાળજી હતી તે હું જાણતી હતી. હું એનો સ્વભાવ સારી પેઠે જાણતી હતી; એટલે મને ખબર હતી કે કેટલાંક કામ જેને ગાંધીજી બૂરાં કહે તે એને સ્વાભાવિક લાગતાં, ને એવી વસ્તુઓ તેને ગાંધીજીથી છુપાવવાનું મન થાય એ સંભવ હતો. ગાંધીજી એને વખોડે તો એનો એમની સાથેનો સંબન્ધ તૂટી જાય, અને ઊંડો ને કાયમનો ઘા રહી જાય, એ પણ સંભવિત હતું.

મેં ગાંધીજીને કહ્યું : "એણે ખોટું કર્યું એ તો હું જાણું છું. પણ મને એમ તો લાગે જ છે કે તમે માણસો પાસેથી હદ બહારની આશા રાખો છો. તેઓ આપી શકે તેના કરતાં તમે વધારે માગો છો. પછી આત્મરક્ષાને ખાતર તેઓ તમને છેતરવા જાય છે. એણે તમારા સારા અભિપ્રાય માટે ઓછી કાળજી રાખી હોત તો એ વર્તી છે એ રીતે ન વર્તત."

ગાંધીજી કહે : "એ તો મારી આગળ ફરીફરીને જૂઠું બોલી છે. ને મને એના અસત્યની ખબર પડી ગઈ એમ જાણ્યું ત્યારે એણે બહાનાં કાઢી બચાવ કરવા માંડ્યો."

"હા, એ બધું એણે કર્યું એ ખરું, પણ પોતે કેવું અનુચિત કામ કરી રહી છે એનું એને ખરેખરું ભાન હશે એમ મારા માન્યામાં આવતું

નથી. તમારા મનમાં એને વિષે સદ્ભાવ કાયમ રહે એવી એની તીવ્ર ઇચ્છા છે, અને તમે એને દુષ્ટ માનતા થાઓ એ એને સારું લાગ્યું નહીં હોય."

ગાંધીજીએ કંઇક ખેદપૂર્વક કહ્યું: "એટલે એણે મારા પર વિશ્વાસ રાખી સાચું બોલી દેવાને બદલે મને છેતરવાનું પસંદ કર્યું, એમ ને? એનો બચાવ કરવાને તમે આવાં બહાનાં ન કાઢી શકો!"

"પણ હું કાઢું છું તે! એનો બચાવ એ છે કે એ જે કંઈ કરતી હતી તે એને એટલું બધું અઘટિત નહોતું લાગતું, પાછળથી એ બાબતમાં એ તમને છેતરવાનો પ્રયત્ન કરતી હતી એની એને જાણ હતી, પણ મને લાગે છે એમાં પણ એને કશો બાધ નહીં દેખાયો હોય. તમે તો ઘણીવાર કહ્યું છે કે અમુક કામ સારું કે નરસું બને છે તે તેની પાછળ રહેલા વિચારને લીધે; એટલે કે આપણે પાપ કરીએ છીએ એવું ભાન આપણને ન હોય તો આપણે ખસૂસ પાપ કરતાં નથી. મારી ખાતરી છે કે એ જે કરી રહી હતી તેમાં ખરેખર પાપ છે એમ એણે નહીં જ માનેલું; સહેજ સાહસ છે એટલું જ લાગ્યું હશે. એ. . . ."

ગાંધીજી બોલી ઊઠ્યા: "હાં, એ તો બૂરામાં બૂરી વસ્તુ થઈ. તમે તમારે મોઢે જ એને દોષિત ઠરાવી છે. જે માણસ પાપ કરે છે ને પોતાનું કામ પાપરૂપ છે એમ જાણે છે તેને વિષે કંઈ નહીં તો એટલું તો કહી શકાય કે એ પાપપુણ્યનો, સારાખોટાનો ભેદ સમજે છે. જે માણસ ભલે જાણી-બૂજીને—પોતે કરે છે તે પાપ છે એમ સમજવા છતાં—પાપ કરતું હોય તેને માટે તો કંઇક આશા છે. પણ જે માણસ પાપ કરે છે, ને તે પાપ છે એમ જાણતું પણ નથી, તેને માટે તો કશી આશા નથી. ખોટા કામનો તો માણસ પશ્ચાત્તાપ કરી શકે, ને એવી ભૂલ ફરી કદી ન કરવાનો નિશ્ચય કરી શકે. પણ એના મનમાં જો પાપપુણ્યનું ભાન જાગ્યું ન હોય, તે સારાનરસાનો વિવેક કરી ન શકતો હોય, તો એનો અર્થ એ થયો કે એને અંતરમાં વસતા પરમાત્માની જાણ નથી. એવાં માણસો વનનાં પશુ કરતાં જરાયે ઊંચાં નથી. વનનાં પશુ જેમ પોતાના કુદરતી સ્વભાવ પ્રમાણે વર્તે છે ને તેમને નીતિ અનીતિનો વિચાર કરવાનો હોતો નથી, તેના જેવી આ માણસોની પણ સ્થિતિ છે."

આનો મારી પાસે કશો જવાબ ન હતો, એટલે હું ચૂપ રહી. ગાંધીજીના શબ્દોમાં રહેલા સત્યે મારા મન પર ઊંડી છાપ પાડી. 'મને ખબર નહોતી,' એવું બહાનું આગળ કરીને, મારો ગુનો હળવો છે એમ બતાવવાનો વિચાર મને તે પછી કદી આવ્યો નહીં. મને અગાઉ કદી નહોતું થયું એવી રીતે ભાન થયું કે ગાંધીજીએ એક મોટું મૂલભૂત સત્ય ઉચ્ચાર્યું છે. તે સત્ય એ કે આપણે જેટલે અંશે પાપપુણ્યનો વિવેક કરી શકીએ તે પ્રમાણે આપણે વિકાસક્રમની નીચી કે ઊંચી કક્ષામાં મુકાઈએ છીએ. જાનવર જંગલના નિયમ પ્રમાણે વર્તે તેને માટે ગાંધીજી એને દોષ ન દે; કેમકે એ એના સ્વભાવને અનુસરીને વર્તે છે, ને એમ કરવું એને માટે યોગ્ય છે. માનવકુળનું કોઈ બાળક કે કોઈ પછાત જાતિ પાપપુણ્યનો ભેદ સમજ્યા વિના જ વર્તે તો તેનો પણ દોષ તેઓ ન કાઢે પણ 'અમે માનવકુળના આગળ વધેલા ને ઊંચા વર્ગના સભ્યો છીએ' એવો દાવો જેઓ કરે છે તેમની પાસેથી તો ગાંધીજી એવી આશા રાખે જ છે કે તેઓ એ દાવાને શોભે એવી રહેણી રાખે. અને સાચા ને એકવચની થવું એ તો એ રહેણીમાં એક અતિશય આવશ્યક વસ્તુ છે.



ગાંધીજીએ જેમના પર વિશ્વાસ રાખ્યો હોય તેઓ જો તેમને ઇરાદાપૂર્વક છેતરે તો ગાંધીજીને પારાવાર દુઃખ થતું, એમ હું પાછળ કહી ચૂકી છું. ગાંધીજીને પોતાના મિત્ર ગણનાર કોઈ માણસે નઠોર બનીને ઇરાદાપૂર્વક તેમને જૂઠી વાત કહી છે, એમ માનવું પણ ગાંધીજીને મુશ્કેલ લાગતું. એમની આ વૃત્તિની જે અસર બીજાઓ પર પડતી તે તો જુદી; પણ હું પોતે ઘણીવાર એને લીધે બહુ મુશ્કેલીમાં મુકાતી. ગાંધીજી અને મારા પતિ કોઈ માણસની મુક્ત કંઠે સ્તુતિ કરતા હોય ત્યારે હું છાની બેસી રહું, તો એનાથી કેટલીકવાર એવો ભાસ થતો કે જાણે મને પેલા માણસને વિષે શંકા હશે અથવા તો વિચિત્ર પ્રકારની અદેખાઈ હશે. હું મૌન સેવીને મતભેદ કે નાપસંદગી દર્શાવું એ પણ ગાંધીજીને અને મારા પતિને વસમું લાગતું.

ગાંધીજીના અનુયાયીઓમાં અનેક જુવાનો હતા. તેમાંના ઘણાને હું સારી પેઠે ઓળખતી. તેઓ મને મળવા આવતા, અથવા તો સભાઓમાં કે બીજે ક્યાંક અમારો ભેટો થઈ જતો, ને પછી અમે એ અરસામાં બનેલા બનાવોની

ચર્ચા કરતાં. એમને મારો કે મારી ટીકાનો જરાયે ડર નહોતો, એટલે મારી આગળ તેઓ પોતા વિષે તેમજ બીજા વિષે છૂટથી બોલી શકતા. જે લડત બીજાઓને ભીષણ અને ગંભીર લાગતી તે તેમને મન મોટે ભાગે એક મોજીલા સાહસરૂપ હતી; અને દુનિયામાં બીજે પણ જુવાનોને તો એમ જ લાગવું સ્વાભાવિક હતું. ઘણીવાર આ જુવાનો હસતાં હસતાં મારી આગળ 'છાની વાતો' કહેતા. અને એમણે મારા પર વિશ્વાસ રાખ્યો હોય, એટલે મારાથી એમની વાત બીજાને તો કહી જ ન શકાય.

સત્યાગ્રહની લડતના પાછલા ભાગમાં જોહાનીસબર્ગની દક્ષિણે વીસેક માઇલ પર ગાંધીજીએ ટૉલસ્ટૉય ફાર્મ નામનો એક નવો આશ્રમ સ્થાપ્યો હતો. ત્યાંનું જીવન મોટે ભાગે સામુદાયિક ધોરણ પર ગોઠવાયું હતું જમીન મિ. હરમૅન કૅલનબેક નામના એક ખેડૂત-ઇજનેર અને ગાંધીજીના નિષ્ઠાવાન અનુયાયીની માલિકીની હતી. મિ. કૅલનબૅકે તે ગાંધીજીને સોંપી હતી. મૂળ વિચાર તો એવો હતો કે જે માણસો સત્યાગ્રહ કરીને જેલ ગયા હોય તેમનાં કુટુંબોને આ જમીન પર વસાવવાં. બીજી જગાઓની પેઠે અહીંયાં પણ ગાંધીજીએ પોતાના મનગમતા સિદ્ધાન્તોને અમલમાં ઉતારવાનો પ્રયાસ આદર્યો હતો. પુરુષોનો વાસ સ્ત્રીઓના વાસથી સાવ નિરાળો હતો. વિવાહિત પુરુષોને પણ તેમની પત્નીઓથી જુદા રહેવું પડતું. ટૉલસ્ટૉય ફાર્મમાં રહેનાર સહુએ બ્રહ્મચર્ય પાળવું એવો નિયમ કરવામાં આવ્યો હતો.

ખોરાક સાવ સાદામાં સાદો અપાતો. ચા, કૉફી, ખાંડ, મુરબ્બા, મસાલા અને મીઠું સુદ્ધાં (કેમકે ગાંધીજી એ કાળે મીઠાના વાપરની બહુ જ વિરુદ્ધ હતા) વર્જ્ય ગણાતાં. ઘણાખરા આશ્રમવાસી આ નિયમો પાળતા. પણ કેટલાક એવા પણ હતા જેમને આવા કડક સંયમવાળું જીવન ગમતું નહીં. આ વર્ગમાં મારા ઓળખીતા પેલા જુવાનોમાંથી પણ કેટલાક હતા. એમાંના થોડાકે પોતે કેવી સિફતથી કામ ચલાવતા તે મને કહેલું. નિશાળિયાઓની પેઠે તેમની પાસે પણ ઇસ્કોતરા રહેતા. રાત પડે ને આશ્રમમાં માણસો ઊંઘી જાય એટલે આ ઇસ્કોતરા કાઢવામાં આવતા, ને સ્વાદિષ્ટ વાનીઓ બનાવી તેનો આસ્વાદ લેવાતો. આ વાનીઓમાં કેટલીક નિષિદ્ધ વસ્તુઓ પણ હોય. મારે કહેવું જોઈએ કે મને આ જુવાનો પ્રત્યે કંઈક સમભાવ હતો. આશ્રમમાં જે તપસ્વીઓનો આહાર મળતો તેના કરતાં કંઈક વધારે સારું ખાવાની ઇચ્છા

એમને થાય એ સાવ સ્વાભાવિક હતું. એમાંના કેટલાક તો અઢારથી એકવીસ વરસના સાવ છોકરા હતા. એક દિવસ ગાંધીજી આ જુવાનોની સ્વભાવસિદ્ધ સાદાઈની સ્તુતિ કરતા હતા. એ લોકો જે સ્વાદિષ્ટ ને મસાલેદાર ચીજો ખાવાને ટેવાયેલા હતા તેના કરતાં અહીંનો સાદો ને અલૂણો ખોરાક તેમને કેટલો વધારે ભાવતો ને તે તેઓ કેટલી હોંશથી ખાતા, એની એક દિવસ પ્રશંસા કરતાં ગાંધીજીનો આનંદ માતો નહોતો. મેં કશો જવાબ આપ્યો નહીં.

ગાંધીજી કહે : " તમે કેમ ચૂપ છો ? આ જુવાનો જે ત્યાગવૃત્તિ બતાવી રહ્યા છે તેને તમે વખાણવાલાયક નથી માનતાં ?"

મેં કહ્યું : " વખાણવાલાયક તો માનું છું. પણ એને હું ત્યાગ ન કહું. મને લાગે છે એ લોકોને આ બધી વસ્તુમાં બહુ મોજ પડે છે. તેઓ બહુ સુખી તો લાગે જ છે એમાં શંકા નથી."

"એ જ તો એની ખૂબી છે ને ! ( આ વાક્ય ગાંધીજી એ દિવસોમાં ઘણીવાર વાપરતા. ) તેઓ સુખી છે. એ સરસ જુવાનો છે. કેવા સાદા ને વફાદાર છે !"

" હા, " મેં ગગણતે અવાજે કહ્યું, પણ એ શબ્દમાં જોર નહોતું.

ગાંધીજી કહે : " કેમ, શું છે ? તમારા મનમાં કંઈક વિચાર ભરાઈ રહ્યો છે, હું જાણું છું."

મેં કહ્યું : " ના, કંઈ નથી. તમને કહેવા જેવું કશું નથી."

અને ગાંધીજીને કદી ખબર પડવા પામી નહીં કે ચા, કોફી, ખાંડ, ને બીજી ડઝનેક સ્વાદિષ્ટ પણ નિષિદ્ધ વસ્તુઓ ચોરીછૂપીથી આશ્રમમાં લવાતી ને મોજથી ખવાતી.



ટૉલસ્ટૉય ફાર્મમાં પણ સાપને લગતો એક કિસ્સો બની ગયો. આ વેળા મારા પતિ, મિ. કૅલનબૅક, અને બીજા એક ભાઈ ( એક જુવાન હિંદુ ) એ એમાં ભાગ ભજવ્યો. બાને એ વેળા એક અવડ તબેલાના એક ભાગમાં ઘટતી સાદાઈથી રહેવાની ગોઠવણ કરી આપવામાં આવી હતી. ત્યાં એક

દિવસ મારા પતિ અને મિ. કૅલનબૅક એમને મળવા ગયા. મિ. કૅલનબૅક બાની જોડે વાત કરતા હતા એટલામાં મારા પતિ લટાર મારતા મારતા એ ખળા જેવી જગાને બીજે છેડે જઇ પહોંચ્યા. ત્યાં એક જસતના પતરાનું નહાવાનું 'ટબ' પડ્યું હતું તેના તરફ અનાયાસે તેમની નજર ગઈ, તો એની અંદર એક ઝેરી ભોરિંગને નિરાંતે ગૂંચળું વળીને ઊંઘતો જોયો. તેમણે પાછા જઈ મિ. કૅલનબૅકને ટૂંકામાં વસ્તુસ્થિતિ સમજાવી, અને તેમની સલાહ માગી. મિ. કૅલનબૅકે બાનું ધ્યાન સાપ તરફ ન જાય તે માટે તેમને વાતચીતમાં રોકાયેલાં રાખ્યાં; અને મારા પતિને કાનમાં કહ્યું કે "આટલામાં ક્યાંકથી તીકમ હાથમાં આવે તો લઈને તેનાથી સાપને પૂરો કરો." મારા પતિને જીવહત્યાનો અણગમો રહ્યો, એટલે એ તો વિમાસણમાં પડ્યા. તેમણે સૂતેલા સાપના માથા પર ઘા કરવાના ઇરાદાથી તીકમ ઉગામી તો ખરી. પણ ઘા પાડવા પામ્યો જ નહીં, કેમકે એમનો હાથ હવામાં જ અટકી ગયો ને નીચો વળ્યો જ નહીં. પણ આ હાલચાલથી પેલું જાનવર જાગી ઊઠ્યું ને તેનો સળવળાટ શરૂ થયો. એ જ ક્ષણે પેલો હિંદુ જુવાન આવી પહોંચ્યો. તેણે પરિસ્થિતિ જોઈ; સળવળતા સાપ સાથે 'ટબ' ઉપાડીને તબેલા બહાર લઈ જવામાં મદદ કરી; પછી મારા પતિ પાસેથી તીકમ લઈ લીધી, ને તેના ઘાથી સાપને પૂરો કર્યો. બાને એમના આ દેશભાઈની ચપળતાથી બહુ નિરાંત વળી. આ કિસ્સો સાંભળી ગાંધીજીને શું લાગેલું એ મને અત્યારે યાદ આવતું નથી.

## : ૧૫ :

પાછલા એક પ્રકરણમાં હું કહી ગઈ છું કે ઇંગ્લંડમાં ચાલી રહેલી સફ્રેજિટ સ્ત્રીઓની હિલચાલ વિષે ગાંધીજી બહુ વિચાર કરતા હતા.

એકવાર ગાંધીજી જેલમાં હતા તે દરમ્યાન એક દહાડો મારા પતિએ મને કહ્યું: "તું અહીંની હિંદી સ્ત્રીઓમાં કંઈ પ્રવૃત્તિ કેમ શરૂ કરતી નથી?"

મેં કહ્યું: "અહીં એમને સ્ત્રીઓની હિલચાલમાં જોડાવાની છૂટ ન આપવામાં આવે."

"હું એમ નથી કહેવા માગતો કે તારે એમને અહીંની સફ્રેજિટ

હિલચાલમાં સામેલ કરવાનો પ્રયત્ન કરવો. પણ સામાન્ય જાહેર કામકાજને સારુ હિંદી સ્ત્રીઓમાં જ એક સ્વતંત્ર સંસ્થા કેમ ન ઊભી કરવી ?"

મેં કહ્યું: "પણ હું એવું શું કામ કરી શકું જેનાથી એમની કંઈ સેવા થાય કે એમને રસ પડે ? એમાંની ઘણીખરી બહેનો અંગ્રેજી બોલતી નથી, અને કેટલીક તો કદી કોઈ જાહેર જગાએ પણ જતી નથી. એટલે હું નથી માનતી કે હું જો સભા બોલાવું તો તેઓ તેમાં આવશે."

મારા પતિ કહે: "અજમાવી તો જો. એમાંથી કેટલીકને ભેગી કર, અને તારાથી શું થઈ શકે છે તે જો. જેઓ અંગ્રેજી જાણે છે તેઓ તારા કહેવાનો તરજુમો અંગ્રેજી ન જાણનારને કરી બતાવશે."

મેં કહ્યું: "હું વિચાર કરી જોઈશ. પણ હું એ પ્રયત્ન કરું તો સ્ત્રીઓને ભેગી કરવામાં તમારે મને મદદ કરવી પડશે. અહીંયાં કયા પુરુષને સ્ત્રી છે ને કોને નથી, ને એ લોકો ક્યાં રહે છે, તે હું જાણતી નથી."

"એ હું તારે માટે કરી શકીશ," મારા પતિએ કહ્યું. "તારે શું કરવું છે તે તું વિચારી કાઢ, અને સ્ત્રીઓ સાથે ચર્ચવા માટે તારા મનમાં એક યોજના ઘડી રાખ. ભાઈ એથી રાજી થશે એની મને ખાતરી છે."

આ વાતચીતનું પરિણામ એ આવ્યું કે ચાળીસેક સ્ત્રીઓ મેં બોલાવેલી પહેલી સભામાં આવી. એક મોટા હિંદી વેપારીએ આપેલા એક હૉલમાં સભા ભરાઈ. આવનારી બહેનો નાનાનાના દુકાનદારો ને ફેરિયાઓની સ્ત્રીઓ હતી. ઘણી તો કેડે બાળકો લઈને આવી હતી. જે રાજકીય લડતમાં એમનો પુરુષવર્ગ રોકાયેલો હતો તેને વિષે બધું જ જાણવાની એમને ઘણી જ આતુરતા હતી એમ મેં તરત જોઈ લીધું; એટલે મેં ચાલુ બનાવોનો ટૂંકો હેવાલ આપ્યો. મને જાતજાતના સવાલો પૂછવામાં આવ્યા. ગાંધીજી આ બાબતમાં શું કરવાના છે ? પેલી બાબતમાં શું કરવાના છે ? વગેરે. એના મારાથી અપાય તેવા જવાબ મેં આપ્યા, ને પછી બીજો વિષય ઉપાડ્યો. વિલાયતમાં ચાલી રહેલી સ્ત્રીઓની રાજકીય સ્વતંત્રતાની હિલચાલ વિષે કેટલુંક કહ્યું. છેવટે અમે એવી ગોઠવણ કરીને છૂટાં પડ્યાં કે અમારે દર પખવાડિયે એક સભા ભરવી. આ નાની શરૂઆતમાંથી ટ્રાન્સવાલ ઈંડિયન વિમેન્સ

એસોસિયેશનનો વિકાસ થયો; ને તેણે સત્યાગ્રહની છેલ્લી લડતમાં મોટો ભાગ ભજવ્યો.

ગાંધીજી જેલ બહાર આવ્યા ત્યારે તેમણે સ્ત્રીઓની આ નવી હિલચાલ વિષે સાંભળ્યું. તેઓ રાજી થયા ને મારા પ્રયત્નનાં બહુ વખાણુ કરવા લાગ્યા.

તેમણે કહ્યું : "સ્ત્રીઓ પુરુષોના બળમાં ઘણો જ વધારો કરશે. હું જોઉં છું કે જગતના રાજકાજમાં સ્ત્રીઓ વધારે ને વધારે પ્રમાણમાં મહત્ત્વનો ભાગ ભજવવાની છે. તેઓ કોઈ પણ હિલચાલમાં ઘણી જ ઉપયોગી થઈ પડશે."

મેં પૂછ્યું : "પુરુષ અને સ્ત્રી બંને જાહેર જીવનમાં ભાગ લે તો ઘરમાં મતભેદ અને ઝઘડા થશે એમ તમને નથી લાગતું ?"

"કદાચ એવું બને," ગાંધીજીએ કહ્યું.

"તેમના બેના વિચાર એક જ દિશામાં નહીં દોડે એ તો તમે જાણો છો. સ્ત્રીના વિચાર પતિના કરતાં બહુ જુદા હોય એમ બને. એનાથી કુટુંબમાં કલેશ નહીં પેદા થાય ?"

ગાંધીજી કહે : "કલેશ તો સ્ત્રીઓ હમણાં પણ કરી શકે છે. પતિ કંઈક કરે તે તેમને ન ગમે ત્યારે કજિયો કરવો, રિસાવું, ને રડવું એ બધું તેઓ કરી શકે છે."

મેં એમને ચીડવવા કહ્યું : "નારે, હિંદી ઘરોમાં તો એવા કલેશકંકાસ નહીં જ થતા હોય !"

તેઓ સહેજ હસ્યા. સત્યાગ્રહની શસ્ત્ર તરીકેની શક્તિ હું બીજા કોઈની પાસેથી શીખ્યો છું તેના કરતાં વધારે હિંદી સ્ત્રીઓ પાસેથી શીખ્યો છું. બાએ પણ મને શીખવ્યું છે કે જે વસ્તુ કરવાની તે સાવ ઘસીને ના પાડે તે વસ્તુ કરવાની હું તેને ફરજ પાડી શકું એમ નથી. તે શાન્ત, નિષ્ક્રિય રહીને મારો વિરોધ કરે છે, ને હું લાચાર બની જાઉં છું !"



અમારા ઓળખીતા એક હિંદી હતા. તેમની ઉમર ચાળીસ વરસ ઉપર હતી. તે ઠીકઠીક ભણેલા હતા, ને ગાંધીજીના અનુયાયીઓમાં એમની ગણના

થતી. તે હિંદુસ્તાનથી તાજેતરમાં દક્ષિણ આફ્રિકા પાછા ફર્યા હતા. સાથે તેરેક વરસની બાળપત્નીને લાવેલા. ગાંધીજી એથી બહુ જ અકળાતા હતા, ને તેમણે આ ભાઈના વર્તન વિષે સખત અણગમો બતાવ્યો હતો. દક્ષિણ આફ્રિકામાં આવો દાખલો બહુ અસાધારણ હતો, અને એનું શું થાય એ ગાંધીજીને બરાબર સૂઝતું નહોતું. છોકરીનાં કોઈ સગાં પણ નજીકમાં નહોતાં; નહીં તો છોકરીને એક બે વરસ પતિથી અળગી પણ રાખી શકાત. ગાંધીજીને લાગ્યું કે પોતે આ બાબતમાં કંઈ કરી શકે એમ નથી; એટલે તેઓ કંઇક ગમગીન હતા.

મેં કહ્યું: "આવું લગ્ન કોઈ પણ દેશમાં થવા દેવામાં આવે એ શરમની વાત ગણાય. છોકરી તો સાવ બાળક છે."

"છે જ તો શરમભરેલું," ગાંધીજીએ ખેદપૂર્વક કહ્યું.

મેં પૂછ્યું: "પણ એ લોકો પતિપત્ની તરીકે સંસાર માંડીને રહેશે?"

"મને લાગે છે."

મેં કહ્યું: "એ માણસને ચાબખે ચાબખે ફટકારવો જોઈએ. આવડી બાળકી સાથે લગ્ન કરવું એ અત્યાચાર છે."

"હું જાણું છું તમને કેટલી લાગણી થાય છે તે. તમારું હૃદય બાળક છોકરી માટે દ્રવે છે. મારું પણ દ્રવે છે."

"અને હિંદી કાયદો આવાં લગ્નની છૂટ આપે છે!" મેં રોષથી કહ્યું.

"ઘણાખરા દેશમાં લગનના કાયદા પુરુષને નાની છોકરી સાથે લગ્ન કરવાની છૂટ આપે છે."

"હા, કાયદા તો આપે છે," મેં જવાબ દીધો. "પણ સમાજની રૂઢિ એનો વિરોધ કરે છે."

ગાંધીજી કહે: "હું સ્વદેશ પાછો જાઉં ત્યારે મારે કરવાનાં કેટલાંયે કામો પડેલાં છે."

મેં કહ્યું: "સમાજસુધારાનું કામ ઘણું કરવાની જરૂર તો છે જ. તમને ખબર છે કે આ દેશમાં ચાલતી સફ્રેજિટ હિલચાલમાં હું ભળી શકી નહોતી.

એનું એક કારણ તો એ કે એ લોકો બધી વાતમાં પુરુષવર્ગની જે ઝાટકણી કાઢે છે તેમાં હું જોડાઈ ન શકતી. પણ હું જોઉં છું કે બધે પુરુષના ઘડેલા કાયદામાં સ્ત્રીની કેવી હલાકી કરવામાં આવી છે. એ જોઈને મને એવો તો ગુસ્સો ચડે છે!"

ગાંધીજી કહે: "તમારો ગુસ્સો વાજબી છે. ઇસુ ખ્રિસ્તે પણ પુણ્ય-પ્રકોપની છૂટ મૂકી છે. અને તમે તો અસહાય બાળકીઓ પર જે ત્રાસ ગુજરવાનો સંભવ છે તેનો વિચાર કરતાં ગુસ્સે થાઓ છો. પણ તમને એમ નથી લાગતું કે આમાં કેટલેક અંશે સ્ત્રીઓનો પણ વાંક છે?"

હું બોલી ઊઠી: "ના ના. કોઈ પણ મા ચાળીસ વરસના કદાવર આદમીની જોડે પોતાની બાર વરસની દીકરીને રાજીખુશીથી પરણાવે એમ હું માની શકતી નથી."

"પણ પરણાવે છે. ઘણી માએ પોતાની દીકરીઓ એવી રીતે આપી છે. આ લગ્ન પણ કદાચ કુટુંબની સ્ત્રીઓએ જ ગોઠવ્યું હશે. નહીં તોયે તેમણે એ કબૂલ તો રાખ્યું જ હશે. આવી વાતોમાં ફેરફાર કરાવવાને તો સ્ત્રીઓ મહેનત કરે તો જ કામ લાગે."

મેં પૂછ્યું: "કેવી રીતે કરે? આ ભયાનક રૂઢિઓ ધર્માધિકારીઓ ને કાયદાઓએ ઠોકી બેસાડી છે તેમાં ફેરફાર કરાવવાની સ્વતંત્રતા એમને ક્યાં છે?"

ગાંધીજી કહે: "છતાં એમણે એ કામ કરવું જોઇએ. સુધારાના કામમાં પોતાનો ફાળો આપવાને તેમણે જાગૃત થવું જોઇએ. સમાજને ધાર્યો ઘાટ આપવાનું કામ તેમનું છે. તેમનો અધિકાર છે, અને ફરજ પણ છે."

મેં ફરી પૂછ્યું: "પણ તેઓ શું કરી શકે? હિંદુસ્તાનમાં એમની પાસે શી સત્તા છે?"

"તમે માનો છો એના કરતાં ઘણી વધારે છે! ભલે બીજું કંઈ નહીં, પણ એટલું તો તેઓ કરી જ શકે કે આવી ત્રાસદાયક વસ્તુઓ સાથે તેઓ કશો સંબન્ધ રાખવાની ના પાડે. સ્ત્રી પુરુષના પાપમાં ભાગીદાર થવાની ના પાડે એટલે જીવન એટલું ઉન્નત થાય જ; કેમકે સ્ત્રીઓ જ્યારે હુકમ ઉઠાવવાની ના પાડે ત્યારે પુરુષોને તેમનું સાંભળવું જ પડે."

"પણ એમ થાય તો સ્ત્રીઓ સામે બળાત્કારનો પ્રયોગ ન કરવામાં આવે? તો એમનું જોર ભાંગી પડે. જગતના ઇતિહાસમાં એવું અનેકવાર બન્યું છે."

" કદાચ બને. "

" તો પછી શું ? "

" તો સ્ત્રીઓ પોતાનો જીવ કાઢી શકે છે. અને મરેલી સ્ત્રીની સામે કયો માણસ ફાવી શકે ? "

આ વાતચીત પરથી મને ઑલીવ શ્રાઇનરના એક પુસ્તક ' ડ્રીમ્સ ' (સ્વપ્નો) માં આપેલો એક સંવાદ યાદ આવે છે. તેમાં લેખિકાએ ભાર દઈને કહ્યું છે કે સ્ત્રીઓ સ્વપ્રયત્ન વડે જ, અને ઘણી થકવનારી લડતો લડ્યા પછી જ, પોતાનાં બંધન તોડીને સ્વતન્ત્રતા મેળવી શકશે. એ સંવાદ પરથી ઑલીવ શ્રાઇનર સાથેનો ગાંધીજીનો પરિચય મને યાદ આવે છે. એ મહાન મહિલાએ ગાંધીજીને તેમના કામમાં હંમેશાં પ્રોત્સાહન આપેલું. મારા પતિ કહે છે કે વિશ્વયુદ્ધના પાછલા ભાગમાં તેઓ વિલાયત પાછા ફર્યા ત્યારે ઑલીવ શ્રાઇનર આ દેશમાં દેશવટો ભોગવતાં હતાં ને દુઃખે દહાડા કાઢતાં હતાં. મારા પતિ એમને મળવા ગયા. એમણે, લગભગ છોકરીના જેટલી આતુરતાથી, પહેલો જ સવાલ એ પૂછ્યો : " ત્યારે તમે ગાંધીને થોડા વખત પર મળેલા, એમ કે ? કેમ છે એ છોકરો ? "

## : ૧૬ :

અમે ડરબનમાં માંડ નવ મહિના રહ્યાં હઈશું એટલામાં હિંદી કોમની લડતમાં ફરી પાછો ઉછાળો આવ્યો. આ વેળા એનું જોર ઘણું ભારે હતું, ને તેની અસર પણ અગાઉની લડતોના કરતાં ઘણી વધારે ફેલાઈ.

દરમ્યાન અમે ડરબનમાં એક ઊંચી ને સુંદર જગાએ સરસ નાનકડો બંગલો લીધો હતો. મારી બે બહેનો મારે ત્યાં રહેવા આવી હતી; અને જરા ઠરીઠામ થવાની આશા સેવી રહી હતી. બા અને એમનું કુટુંબ ફિનિક્સમાં ઠીકઠીક સન્તોષથી રહેતાં હતાં. ગાંધીજી અગાઉની પેઠે જોહાનીસબર્ગ અને ફિનિક્સ વચ્ચે આવજા કરતા. વકીલાત કરતા, ને સાથેસાથે દક્ષિણ આફ્રિકાના હિંદીઓના જીવનની એકેએક અમલની વીગત તરફ ધ્યાન આપતા.

ગોખલેજી પણ હિંદુસ્તાનથી દક્ષિણ આફ્રિકા આવી ગયા હતા. તેમના નિવાસ દરમ્યાન ગાંધીજીએ તેમનાં સુખસગવડ તરફ ધ્યાન આપવા પાછળ પુષ્કળ વખત આપ્યો હતો. ગોખલેજીને મધુમેહની બીમારી હતી એટલે સખત પરેજી પાળવી પડતી; અને ઘણીવાર એમને માટે રાંધવામાં હું ગાંધીજીને મદદ કરતી. તેઓ અમારી પડોશના જ એક ઘરમાં રહેતા હતા; એટલે રોજ ત્યાં ઘર સુઘડ ને વ્યવસ્થિત રહે છે કે નહીં ને ગોખલેજીનો જમવાનો ક્રમ બરાબર સચવાય છે કે નહીં એ જોવા હું સહેલાઇથી જઇ શકતી. ગોખલેજીને માટે એક વાની તો લગભગ હંમેશાં ગાંધીજી જાતે બનાવતા. એ વાની તે બટાટાની કાતરી. એ બનાવવામાં ગાંધીજી ને હું બહુ જ કાળજી રાખતાં. ગોખલેજી ખભે જે ખેસ નાખતા તેની સ્વચ્છતા ને ઘડી વિષે પણ ભારે ચીવટ રાખતા; અને ગાંધીજી જાતે એ ખેસને ઘડી પાડી તેને ઇસ્ત્રી કરતા. વસ્તુતઃ ગોખલેજી મોટા ભાઇ હોય એટલા પૂજ્યભાવથી ગાંધીજી તેમની જોડે વર્તતા; અને ગોખલેજીને તેઓ પોતાના રાજદ્વારી ગુરુ માનતા.

આ છેલ્લી લડત ઝપાટાભેર ઉગ્ર રૂપ ધારણ કરતી લાગી. થોડા જ વખતમાં તો સેંકડો હિંદીઓ ગિરફતાર થયા, ને મોટી ઉમરના લગભગ બધા પુરુષો જેલમાં પહોંચી ગયા.

હવે કોમની સ્ત્રીઓ અને નાના પુરુષોને માથે જ, વ્યવસ્થિત સમાજમાં સ્વતન્ત્ર પ્રજા તરીકે રહેવાનો હક મેળવવાની લડત ચલાવવાનો ભાર આવ્યો, એમ કહીએ તો ચાલે. બાએ લડતમાં ઝંપલાવ્યું. તેમને તથા સ્ત્રીઓની એક નાની ટુકડીને પકડીને ત્રણ ત્રણ મહિનાની કેદની સજા કરવામાં આવી.

મારા પતિએ ફરીવાર હિંદ જવું, અને ત્યાં સરકારને તથા પ્રજાને દક્ષિણ આફ્રિકાની સ્થિતિ સમજાવવી, એવો સંદેશો ગોખલેજીએ મોકલ્યો હતો. હિંદુસ્તાન જતા પહેલાં ગાંધીજીને મળી તેમની સાથે છેલ્લી મસલત કરી લેવી એવી મારા પતિની તીવ્ર ઇચ્છા હતી. ગાંધીજી તે વેળા હજારો સત્યાગ્રહીઓને લઇ નાતાલમાંથી ટ્રાન્સવાલ જવાની ઐતિહાસિક કૂચમાં હતા. ત્યાં તેમને મળવા મારા પતિ સોએક માઇલનો પ્રવાસ કરીને ગયા. મારા પતિ ત્યાં પહોંચ્યા પછી તરત જ ગાંધીજીને સરકારે ગિરફતાર કર્યા. પોલાકે અણીનો પ્રસંગ ઓળખ્યો, અને નેતાવિહોણા થઇ પડેલા સત્યાગ્રહી દળની આગેવાની તરત જ લઇ લીધી. બીજે દિવસે તેમને પણ ગિરફતાર કરવામાં

આવ્યા, એટલે મને તાકીદનો સંદેશો મોકલીને ત્યાં બોલાવવામાં આવી. બંને જણ પર મુકદ્દમો ચલાવી સજા કરવામાં આવી ત્યારે હું હાજર હતી. તે પછી તરત જ હું ડરબન પાછી ફરી.

પછી હિંદી કોમની આગ્રહભરી વિનંતીને માન આપી, ચોવીસ કલાકમાં તૈયારી કરીને, મારા પતિની જગાએ હું હિંદુસ્તાન જવા નીકળી. બોટ ડેલાગોઆ બે પહોંચી ત્યાં મને ગોખલેજીનો તાર મળ્યો કે "હિંદુસ્તાનથી એક સરકારી મંડળ દક્ષિણ આફ્રિકા તપાસ માટે આવવા હમણાં જ નીકળે છે, અને તેમને બીનસરકારી રીતે મદદ કરવા હું મિ. એંડ્રુઝને મોકલું છું. માટે તમે અહીં ન આવતાં ત્યાં જ રોકાઈ જાઓ." એટલે હું પાછી ફરી.



લડતનું જોર હવે વધ્યું, ને બનાવો ઘણા વધારે વેગથી બનવા લાગ્યા. થોડાં અઠવાડિયાં હું ફરીવાર મુસાફરી કરીને ટ્રાન્સવાલ, ગાંધીજી તથા પોલાકને મળવા, ગઈ. તેઓ પાંચ અઠવાડિયાંની જેલ ભોગવીને છૂટ્યા હતા. હિંદીઓની ફરિયાદોની તપાસ કરવાને સરકારી કમિશન નિમાયું હતું. આ પરિણામ જોઈ ને સહુને સુખ થયું દેખાતું હતુ ને સહુ ઉત્સાહમાં હતા. ગાંધીજીએ ભારે સન્તોષ વ્યક્ત કર્યો; અને હું કોઈને કહેવા કે પૂછવા ન રહેતાં હિંદુસ્તાન જવા નીકળી પડેલી એની મજાક કરી. પતિ ને છોકરાંને તજીને હું નીકળી તે માટે મને ચીડવી; અને પતિનો અંકુશ દૂર થાય કે સ્ત્રીઓ કેવી બંધનમુક્ત થઈ મરજીમાં આવે ત્યાં જાય તેમ છે એ વિષે કંઈક કહ્યું. વસ્તુતાએ તો એક પત્રકાર મિત્રને લાગેલું કે મિ. પોલાકને બદલે મારે જવું હોય તો મિ. પોલાકની સંમતિ મેળવવી જોઈએ; ને તેથી તેમના કારાવાસ દરમ્યાન, સરકારી નિયમની રૂએ, મેં તેમની પરવાનગી મેળવી લીધી હતી.

આ પછી તરત, બા અને બીજી હિંદી સ્ત્રીઓ જેલમાંથી છૂટી હતી તેમને મળવા હું ગાંધીજીની સાથે ગઈ. બા પોતે જે પગલું ભરેલું તેને વિષે બાપુ ધન્યવાદ પ્રગટ કરે એની રાહ જોઈને ઊભાં હતાં, તે વેળા તેમની આંખમાં જે મુગ્ધતા ને શરમનો ભાવ હતો તે મેં જોયો.

આ અનેક વરસોનાં કષ્ટોનો અન્ત આણનાર કરાર છેવટે ગાંધીજી અને જનરલ સ્મટ્સ વચ્ચે થયો; અને આખરે એક દિવસ એવો આવ્યો

જ્યારે અમારા પોતાના ભાવિની ચર્ચા કરવા મારા પતિ, હું અને ગાંધીજી બેઠાં. ગાંધીજી કેટલાક વખતથી સ્વદેશ તરફ તલસાટભરી નજર નાંખી રહ્યા હતા. હવે ત્યાં જવાનો રસ્તો મોકળો થયો, એટલે લડતથી મળેલી જીતનો પાયો પાકો નંખાઈ જાય કે તરત તેમણે દક્ષિણ આફ્રિકા છોડવાનો નિશ્ચય કર્યો. લડતની સમાપ્તિ પહેલાં કેટલાક વખત પર મને એવું વચન આપવામાં આવ્યું હતું કે લડતનો સફળ અન્ત આવ્યે દક્ષિણ આફ્રિકામાં રહેવું, કે મારા નાનકડા કુટુંબની જોડે વિલાયત પાછી જઇને ત્યાં વસવું, એ નક્કી કરવાની છૂટ મને આપવામાં આવશે; ને દક્ષિણ આફ્રિકામાં રહેવું હશે તો અમે સુખસગવડમાં કાયમનો વસવાટ કરી શકીએ એવી તજવીજ ગાંધીજી કરી આપશે. મેં વિલાયત જવાનું પસંદ કર્યું. મેં દક્ષિણ આફ્રિકામાં જે વરસ ગાળ્યાં તે મારે માટે એટલા બધા દુઃખ અને અજંપામાં ગયાં હતાં કે મને ત્યાં વધારે રહેવાનું મન થાય એવું હતું જ નહીં. એટલે અમારા વિલાયત જવાની તૈયારી શરૂ થઈ, ઘર એક દલાલને સોંપાયું, અને અમારા રાચરચીલા ને બીજા કેટલાક સામાનનું લીલામ થવાની જાહેરાત છાપાંમાં અપાઈ. વિલાયતમાં અમારે માટે ઘર શોધી ભાડે રાખી લેવા કેટલાક મિત્રોને અમે લખ્યું. મારી એક બહેનનું લગ્ન પણ વહેલું થાય એમ ઠરાવ્યું, જેથી અમારા જતા પહેલાં એ પ્રસંગ ઊકલી જાય.

પછી એક દિવસ સવારે ગાંધીજીનો, એમની લાક્ષણિક ઢબે લખેલો, એક કાગળ આવ્યો. એક સાથી, જે પોતાની ગેરહાજરીમાં કોમની આગેવાની લેશે એવી મદાર ગાંધીજીએ બાંધી હતી, તેમણે પૂર્વ આફ્રિકા જઈ ત્યાં વસવાનો નિર્ણય ઓચિંતો કર્યો હતો. એટલે ગાંધીજીએ આ મતલબનું લખેલું: “મેં ઊંડો વિચાર કર્યો, ને ભગવાન મને કંઈક રસ્તો સુઝાડે એવી પ્રાર્થના કરી; ને છેવટે હું એવા નિર્ણય પર આવ્યો છું કે આ સંજોગોમાં હેનરી (પોલાક) અને હું બંને અત્યારે દક્ષિણ આફ્રિકા છોડી નહીં શકીએ. એમાંથી એકે તો કોમને મદદ કરવા, ને સરકાર કરારનું પાલન કરે એ જોવા, અહીં રહેવું પડશે જ. પણ એનો નિર્ણય હું કે હેનરી નહીં કરી શકીએ. એ કરવાનો અધિકાર તમારો જ છે. અમે તો બંને તમને વચન આપી ચૂક્યા છીએ કે તમારે વિલાયતમાં ઘર કરીને રહેવાનું છે. એટલે તમે અમને એ વચનમાંથી મુક્ત ન કરો ત્યાં લગી અમારે તો એ વચન પાળવું જ રહ્યું.” એટલે સ્થિતિ

એ આવી પડી કે ગાંધીજી સ્વદેશ પાછા ફરવાને અત્યંત આતુર હતા એ જાણવા છતાં મારે એમને દક્ષિણ આફ્રિકામાં રોકી રાખવા; અથવા તો, જે વસ્તુ ભવિષ્યમાં ઇનામરૂપે મળવાની આશાએ મેં લાંબા વખત સુધી અનેક અગવડો ને વિટંબણાઓ ધીરજપૂર્વક વેઠેલી તે વસ્તુ મારે જતી કરવી. ગાંધીજીએ મારા પતિને લખેલું કે તેમણે મારા પર કંઈ પણ દબાણ ન મૂકતાં મને સાવ સ્વેચ્છાએ નિર્ણય કરવા દેવો; ને પછી કરુણ અને મુગ્ધ શબ્દોમાં લખેલું: "મેં આ દેશમાં લોકસેવા કરવામાં તમારા કરતાં ઘણાં વધારે વરસ ગાળ્યાં છે, ને હું જવાને ઝંખી રહ્યો છું; છતાં જો મીલી અહીં રહેવા ન માગતી હોય તો મારે રહેવું પડશે."

એટલે પહેલાંની પેઠે આ વેળા પણ નિર્ણય કરવાનો બોજો મારા પર મૂકવામાં આવ્યો. પણ સ્વતંત્ર નિર્ણય કરવાની છૂટ રહી હોય એમ મને ન લાગ્યું. મારે મારી આશાઓ જતી કરવી ને દક્ષિણ આફ્રિકામાં રહી જવું એ જ આનો અર્થ હતો, એ હું જાણતી હતી. મેં ગાંધીજીને કાગળ લખીને જણાવ્યું કે અમે રહીશું. મારા પતિ તરત જ ડરબનથી જોહાનીસબર્ગ ગયા, અને ત્યાં જઈ ને ગાંધીજીની વકીલાતની ઑફીસ ને બીજું બધું કામકાજ સંભાળી લીધું. ઘરના રાચરચીલાનું વેચાણ થવા દીધું. મેં ડરબનનું કામકાજ પતવી લીધું, અને ફરી પાછું નવું ઘર વસાવવા ઊપડી. ગાંધીજી મારા પતિની સાથે જોહાનીસબર્ગ સ્ટેશને મને મળ્યા. તેમને મુક્ત કરવા માટે તેમણે મને ધન્યવાદ આપ્યો ને કહ્યું કે "તમારા ત્યાગનો બદલો તમને મળી રહેશે એવી મારી ખાતરી છે."

ગાંધીજીના પ્રયાણની તૈયારીઓ ઝડપથી ચાલી, ને જોતજોતામાં તેમની વિદાયનો દિવસ આવી પહોંચ્યો. મારો મોટો બાળક આ વેળા છ વરસનો થયો હતો. તે ધાવણો હતો ત્યારે જેમ પોતે સાથે સુવાડેલો તેમ અત્યારે સાથે સુવાડવાની ઇચ્છા ગાંધીજીએ બતાવી, જેથી તેની સાથે શાન્તિથી છેવટની વાતચીત કરી શકાય.

મેં કહ્યું: "તમે બહુ જ થાકી ગયા હશો ત્યાં પાછા વોલ્ડો તમને ક્યાં વળગાડું? તમને એને માટે વખત પણ નહીં રહે."

ગાંધીજી કહે: "એ મારી પાસે હશે તો વખત તો હું ગમે તેમ કરીને કાઢીશ."

એટલે ગાંધીજી અને બા જે નાના ઘરમાં રહેતાં હતાં ત્યાં વૉલ્ડો ગયો. ગાંધીજીની બાજુમાં તેની પથારી કરવામાં આવી. ગાંધીજી કામથી પરવારી સૂવા આવી શકે તે પહેલાં તો તે ઘસઘસાટ ઊંઘી ગયો હતો. પણ બંને જણ સવારે ચાર વાગે જાગીને વાતે વળગ્યા. પાછળથી ગાંધીજીએ મને કહ્યું કે "અમે બે કલાક લગી ઈશ્વરને વિષે વાતો કરી; પણ મારે વૉલ્ડોને કંઈ શીખવવાનું હોય એમ લાગ્યું નહીં, કેમકે એ પોતે ઈશ્વરની ઘણો નજીક છે."

ગાંધીજીની મંડળી સાથે મારા પતિ ને હું પણ કેપટાઉન ગયાં. ત્યાં અમને સહુને ગાડીઓમાં બેસાડી શહેરમાં સરઘસ કાઢવામાં આવ્યું. સરઘસને મોખરે બૅંડ વાગતું હતું તેના અંગ્રેજી ગીતનો ભાવ આ પ્રસંગને અનુકૂળ નહોતો, પણ વાજાંવાળાને એ ભાવ સાવ જુદો ને પ્રસંગોચિત લાગ્યો હશે. ગાંધીજી એ બધો વખત ધીરજથી બેસી રહ્યા. જે કંઈ બનાવો બની રહ્યા હતા કે બની ગયા હતા તેથી તેમને હર્ષ કે શોક થતો દેખાતો નહોતો.

આગબોટને કેપટાઉનનું બારું છોડીને જતી જોઈ રહેતાં મને લાગ્યું કે મારા જીવનમાં અસહ્ય સૂનકાર આવી ગયો છે. દોડધામ તથા વિચાર અને લાગણીની તીવ્રતાથી ભરેલું એક પ્રકરણ ખરેખર સમાપ્ત થયું હતું. ૧૯૧૪ ની સાલ હતી. ગાંધીજી સ્વદેશ જતા પહેલાં વિલાયત જવાના હતા. એમની બોટ વિલાયત પહોંચી તે જ દહાડે લડાઈ જાહેર થઈ.

## : ૧૭ :

એ મહાયુદ્ધના ત્રીજા વરસમાં હું ફરી પાછી ગાંધીજીને મળી; પણ આ વેળા અમારી મુલાકાત હિંદુસ્તાનમાં થઈ. વચગાળાનો વખત બહુ જ કામ અને ચિંતામાં વ્યતીત થયો હતો; અને બીજા ઘણા સુધારકો ને આદર્શવાદીઓની પેઠે અમે દંપતીએ પણ અગાઉની કેટલીક ભ્રમણાઓ છોડી દીધી હતી. પણ એ વખતે આખી દુનિયા એટલું બધું કષ્ટ વેઠી રહી હતી કે અમને અમારી ચિન્તાઓ પ્રમાણમાં હળવી લાગી; અને બીજાઓની જિંદગી સાથે, તથા અમારાં પાછળનાં અશાન્તિ ને હાડમારીવાળાં વરસોની સાથે, સરખાવતાં અમને અમારી જિંદગી શાન્તિમય લાગી.

અમને સોંપેલું કામ અમે પૂરું કર્યું છે એ જોઈ ને ગાંધીજીએ હવે

અમને દક્ષિણ આફ્રિકા છોડવાની, અને સ્વદેશ જઈ ત્યાં વસવાટ કરવાની, પરવાનગી આપી હતી. પણ વિલાયત જતા પહેલાં મારા પતિને હિંદુસ્તાન જવું પડ્યું, કેમકે ત્યાં કેટલાંક અગત્યનાં કામો પતવવાનાં હતાં. એ થોડાક મહિના મારી પહેલાં ગયા; હું મુંબઈ પહોંચી ત્યાં મને મળ્યા; અને ત્યાં થોડા દિવસ રહી અમે ગાંધીજીને મળવા અમદાવાદ ગયાં. તેઓ જે આશ્રમમાં રહેતા ત્યાં અમારે રહેવાનું નહોતું. પડોશમાં એક હિંદી મિત્રને ત્યાં અમારો ઉતારો હતો, ને ત્યાં રહી અમારે રોજ ગાંધીજીને મળવા જવું, એવી ગોઠવણ તેમણે કરી હતી.

આ ત્રણ વરસ દરમ્યાન તેમના વિચારો ઘણા આગળ વધી ગયા હતા એ હું જાણુતી હતી. છતાં કોણ જાણે કેમ પણ તેમને મળતા પહેલાં મને એમ લાગતું હતું કે તેઓ પહેલાંના જેટલા સર્વદેશી ન રહેતાં અધિક પ્રમાણમાં હિંદી બન્યા હશે; અને હું દક્ષિણ આફ્રિકામાં જે 'ભાઇ'ને ઓળખતી હતી તેના કરતાં મને પોતાને એ કંઈક જુદા જ દેખાશે. પણ એવું નહોતું. મારા પ્રત્યે તો એમનો ભાવ એવો ને એવો જ હતો. મારા પ્રત્યે તેમણે એટલી જ મમતા ને એટલું જ હેત બતાવ્યાં; ને મારા જીવનની ઝીણી ઝીણી વાતો તેમજ મોટા પ્રશ્નો એ સર્વને વિષે પહેલાંના જેટલા જ રસથી પૂછપરછ કરી.

પણ મેં એટલું જોયું કે સંયમ અને તપસ્યાની જે વૃત્તિ એમના સ્વભાવમાં જડાયેલી હતી તે વધારે તીવ્ર બની હતી. તેઓ આસપાસનાં માણસોને અધિક આગ્રહપૂર્વક કહેતા હતા કે આત્માને શોધો, ને આત્મપ્રાપ્તિને માટે જ વધારે પુરુષાર્થ કરો. છતાં વિચિત્ર ને વિસંગત લાગે એવી વાત તો એ હતી કે એમનું મગજ રાજકીય દૃષ્ટિએ જીવનનો વિચાર કરતું હતું; અને હિંદુસ્તાનમાં ચોમેર જે દારિદ્ર્ય ને દુઃખના પહાડ જામેલા હતા તેને દૂર કરવાની યોજનાઓ એમના મનમાં ઘોળાઈ રહી હતી.

ઢીંચણ સુધીનું ધોતિયું પહેરેલું, ને શરીરે સુતરાઉ ચોફાળ ઓઢેલો,— એવો ગુજરાતી ખેડૂતના જેવો એમનો પહેરવેશ મેં અહીં જોયો. બહાર રસ્તા પર ચાલે ત્યારે પગમાં ગામડી ચંપલ હોય; તે સિવાય પગ ઉઘાડા જ હોય.

ગાંધીજીએ જે જુદા જુદા પહેરવેશ બદલ્યા છે તે તેમના માનસની પ્રગતિની કેવી જુદી જુદી ભૂમિકાઓનું નિદર્શન કરાવે છે! મને લાગે છે

દરેક પહેરવેશ એક એક જુદી જાતની વૃત્તિનો સૂચક છે. છતાં એ પહેરવેશ તેઓ કેવી અજબ અનાસક્તિથી પહેરતા! દરેક પહેરવેશ એમના મનમાં તે તે વેળા ચાલતા વિચારોનું દર્શન કરાવતો પણ તે કાયમ ટકવા નિર્માયેલો નથી, એમ દેખાઈ આવતું. એ દરેક પહેરવેશની પાછળ ઘણીવાર એક એવા પુરુષની ઝાંખી થતી, જેઓ દેહરૂપી ખોળિયું ધારણ કરતાં પણ મનમાં એવી જ વૃત્તિ સેવતા કે તેને પણ વખત આવ્યે એટલી જ તત્પરતા ને સહેલાઇથી ફગાવી દેવો, ને નગ્નરૂપે ભગવાનની સમક્ષ ખડા થઈ જવું. મેં જ્યારે એમને દક્ષિણ આફ્રિકામાં પહેલવહેલા જોયા ત્યારે કાળી વકીલશાઈ પાઘડી, સરસ ભાતીગર કાપડનાં ખૂલતાં કોટપાટલૂન (કાળા રંગના કાપડ પર આછા ભૂરા રંગની લીટીવાળું કાપડ એમને વધારે ગમતું), અક્કડ કૉલર, ટાઈ, અને બહાર જતાં પહેરવા માટે બૂટમોજાં, એવો એમનો પોશાક હતો. થોડાં વરસ પછી લંડનમાં હું એમને મળી ત્યારે લડાઈ પહેલાંના અંગ્રેજ સદ્ગૃહસ્થો સામાન્યપણે પહેરતા એવા ઠાઠવાળા પોશાકમાં — રેશમી હૅટ, સરસ કટવાળો કોટ, ઘાટીલા ને ચમકદાર બૂટ ને મોજાંમાં — રુવાબદાર દેખાતા મેં એમને જોયેલા. આ યુગનાં કપડાંમાંથી અનેક ખમીસ એમણે કાઢી નાખેલાં તે મેં વરસો પછી બીજાઓને આપી દીધાં હતાં.

વળી પાછા દક્ષિણ આફ્રિકામાં એમણે પહેલાંના જેવાં કોટપાટલૂન પહેરવા માંડેલાં. પણ હવે એ તૈયાર બનાવટનાં ખરીદેલાં, કંઈક ઢીલાં હતાં; બૂટ ઓછા ઘાટીલા, ને ગામઠી દેખાવના હતા; રોજના સામાન્ય પહેરવેશમાંથી આરવાળા કૉલરને રજા મળી હતી. તે પછી આગળ જતાં, ત્યાંના નિવાસનાં પાછલાં વરસોમાં, આ પોશાકને ઠેકાણે બને ત્યારે પાટલૂન ઉપર પહેરણ, અને લગભગ હંમેશાં ચંપલ — એવું પૂર્વ પશ્ચિમનું મિશ્રણ થતું. લુંગી, પહેરણ અને ચંપલનો પોશાક પણ અમુક વખત પહેરેલો. પછી આ છેલ્લો ફેરફાર હતો — ખાદીનું ટૂંકું ધોતિયું, અને જરૂર જણાય ત્યારે શરીરે ચોફાળ ઓઢેલો.* કેટલાક દાંત પડી ગયા હતા. ખાટાં ફળ ઘણાં લીધાનું એ પરિણામ છે એમ એમણે મને કહ્યું.

---

* આ ઘરનો પોશાક હશે. એ જમાનામાં જાહેર પ્રસંગોએ ગાંધીજી ફેંટો, ધોતિયું, ને કસવાળો ડગલો પહેરતા એ જાણીતું છે.

દાંત પડી જવાથી એમના દેખાવમાં ઘણો ફરક પડ્યો હતો. એમને હસતા જોતાં દુઃખ થતું, કેમકે મોઢામાં દાંતને ઠેકાણે ગાબડાં દેખાતાં. પાછળથી તેમણે દાંતનું ચોકઠું બનાવડાવેલું, પણ તે જમતી વેળા ખાવાનું ચાવી શકાય તે માટે નછૂટકે જ વાપરતા.

બા અંગ્રેજી થોડુંક ભૂલ્યાં હતાં, પણ અહીંના કામગરા જીવનમાં સુખી દેખાતાં હતાં. મોટા દીકરાની પત્ની થોડા જ વખત પર સ્વર્ગવાસ પામી હતી, એટલે એનાં ત્રણ નાનાં બાળકોને ઉછેરવાનો ભાર બા પર પડ્યો હતો; ને તે ઉપરાંત સામાન્ય રીતે તેમને માથે જે કામકાજ હોય તે તો હતું જ.

અમે ફરીને આશ્રમ જોયો ને તેની ચર્ચા કરી, તે પછી લડાઇની વાતોએ ચડ્યાં. પોતે લડાઈને અંગે ચોકસ કેવું વલણ લેવું તેને વિષે ગાંધીજી વિમાસણમાં હતા. લડાઈ અને ખુનામરકીથી એમના મનને ત્રાસ છૂટતો હતો. વ્યક્તિઓ ને રાષ્ટ્રો એકબીજાને હણ્યા વિના બીજી રીતે પોતાના ઝઘડા કેમ પતવી નહીં શકતાં હોય તે તેમને સમજાતું નહોતું. છતાં જર્મનોની સામે નિઃશસ્ત્ર પ્રતિકાર યા સત્યાગ્રહ કરવો એવી સલાહ તેમણે જાહેર રીતે આપી નહોતી. તેમણે ગીતાની વાત કાઢી, અને તેમાં શ્રીકૃષ્ણે અર્જુનને શત્રુઓ સામે યુદ્ધ કરવાની કેવી સલાહ આપેલી તે કહ્યું. જોકે તેઓ ગીતાને એક આધ્યાત્મિક રૂપક માની શ્રીકૃષ્ણના ઉપદેશનો અક્ષરાર્થ કરવાની હંમેશાં ના પાડતા. પાછળથી તેમણે લોકોને એવો ઉપદેશ આપ્યો કે તેમણે લશ્કરમાં દાખલ થઈ યુદ્ધમાં મદદ કરવી.

એક દિવસ વાતવાતમાં મેં એમને પૂછ્યું : "પણ તમારાથી યુદ્ધની હિમાયત કેવી રીતે થઈ શકે ?"

તેઓ કહે : "અમુક કાર્યથી કે તેનાં તમારે ભોગવવાં પડનારાં પરિણામથી ડરીને તમે અમુક કાર્ય ન કરો, તો તે સાત્ત્વિક ત્યાગ ન ગણાય."

"ત્યારે તમારી શી સલાહ છે ?" મેં પૂછ્યું.

"મારી સલાહ એ કે એ કાર્યમાંથી તમારે જે પાઠ શીખવાનો હોય તે તમે શીખો ત્યાં સુધી એમાં ભાગ લો. એ પાઠ તમે ખરેખર શીખી લો

પછી તમારે એ કાર્યમાં ભાગ લેવાની જરૂર નહીં રહે; તમે એનાથી પાર જશો."

"એનો અર્થ તો એવો લાગે છે જાણે યુદ્ધ એ વાજબી વસ્તુ છે. અને જોકે હું માનું છું કે સારું ને નરસું એ સાપેક્ષ વસ્તુઓ છે, અને કેટલીકવાર અમુક બાબતને વિષે દલીલ કરી શકાતી નથી, પણ તે પળે જે ખરું લાગે તે કરીને પરિણામને માટે ઈશ્વિર પર ભરોસો રાખીને ચાલવું પડે છે. છતાં તમારી પોતાની સ્થિતિ એવી નથી. તમે તો પોકારીને કહ્યું છે કે વેરને અવેરથી — પ્રેમથી — જીતી શકાય છે."

કંઈક ખેદપૂર્વક ગાંધીજી કહે: "હા, એ હું જાણું છું. પણ હું જોઉં છું કે મારા દેશભાઈઓ શારીરિક હિંસા કરતાં રોકાય છે તેનું કારણ તેમનો માનવપ્રેમ નથી, પણ તેમની નામર્દાઈ છે. અને બહાદુર બનીને રણક્ષેત્ર પર લડવું એના કરતાં નામર્દ બનીને શાન્તિ ભોગવવી એ ઘણી બૂરી વાત છે. એ લોકો ભયથી ફફડે ને કરગરે એના કરતાં સામી છાતીએ લડતાં મરે એ હું તો પસંદ કરું."

બીજાઓને દાખલો બેસાડવા પોતે લશ્કરમાં સૈનિક તરીકે જોડાવાનો તેમનો વિચાર હતો; તે મારા પતિ ને બીજા મિત્રોએ મહામુસીબતે તેમને સમજાવીને માંડી વળાવ્યો.



મરણ પછી માણસની શી સ્થિતિ થાય છે એ વિષેના એમના વિચારો જાણવાનો મેં ઘણીવાર પ્રયત્ન કરી જોયો; પણ એમનું મન એને વિષે કદી અટકળો બાંધતું જ નહીં. એમનો આધ્યાત્મિક અનુભવ તત્ત્વનું સ્વરૂપ જાણવા માગનાર જ્ઞાનમાર્ગીનો નહોતો, પણ યોગી કે ભક્તનો હતો; અને તેઓ પુન-ર્જન્મની વાત છૂટથી કરતા ખરા, પણ માણસ 'મરી' જાય તે પછી દસ મિનિટે તેની કેવી સ્થિતિ થશે એની વાત તેઓ ન કરતા. અમારા એક મિત્રે મૃતાત્મા સાથે વાતચીત કરેલી તેનું વર્ણન હું એકવાર એમની આગળ કરવા લાગી. એ સાંભળવાની ધીરજ ગાંધીજીને ન રહી. મરણ પછીની સ્થિતિ વિષે જાણવાની ઈચ્છા રાખવી એ એમને વખતનો નર્યો બગાડ કરવા જેવું લાગતું હતું.

મેં કહ્યું: "પણ કેટલાક લોકોને એ સમય અને શક્તિનો બગાડ લાગતો નથી. તેમને જીવનને વિષે જાણવાનો જેટલો રસ હોય છે તેના કરતાં વધારે રસ મરણનો પડદો ફાડી તેની પાછળ ડોકિયું કરી જોવામાં હોય છે."

ગાંધીજી કહે: "પણ તેમનું કર્તવ્ય તો એ છે કે પોતાની આસપાસ જે સ્થિતિ પ્રવર્તે છે તેના તરફ જ ધ્યાન આપવું, અને પોતાના માનવબંધુઓની સ્થિતિ વધારે સુખી બનાવવાનો પ્રયત્ન કરવો."

"તેઓ મૃત્યુના અર્થ વિષે વધારે જાણી શકે તો તેથી વધારે સુખી થાય એમ તમે નથી માનતા?"

"તેમને એની ફિકર કરવાની હોતી નથી. માણસે મરણની કશી પરવા કરવાની હોય નહીં."

"છતાં આપણે એને લીધે જ સૌથી વધારે રડીએ છીએ," મેં કહ્યું, પણ ગાંધીજીએ વિષય બદલ્યો. એથી આગળ એની ચર્ચા કરવાની એમની ઇચ્છા નહોતી.



મારી ગણતરી તો હિંદુસ્તાનમાં બે મહિના રહેવાની હતી, પણ લડાઈને લીધે મારે બે વરસ રોકાઈ રહેવું પડ્યું. દરમ્યાન મારા પતિ ઘણી સખત બીમારીમાં પડ્યા, ને તેમને માથેથી માંડ એ ઘાત ગઈ; એટલે તેઓ તો એકલા વિલાયત ગયા, ને મારી, મારી બહેનની તથા બાળકોની ગાંધીજીને સુપરત કરતા ગયા. મારા પતિ મુંબઈથી આગબોટમાં બેઠા તે વેળા હું પોતે માંદી હતી. મારા પતિ ને નાના દીકરાની બીમારીમાં લાંબા વખત લગી તેમની સારવાર કરીને હું થાકી ગઈ હતી; તેવામાં મને સખત મલેરિયા લાગુ પડ્યો

ગાંધીજી થોડા દિવસ માટે મુંબઈ આવ્યા હતા. બંદર પર મારા પતિને વિદાય આપ્યા પછી તેઓ સીધા મારી પાસે આવ્યા. મારી માંદગીના ખરાબમાં ખરાબ સમય વીતી ગયો ત્યાં લગી તેમણે મુંબઈ છોડ્યું નહીં. મને જોવા તેઓ રોજ આવતા. મારા ખાટલા પાસે બેસીને વાતો કરે; અને હું તો માત્ર પડી પડી આંખમાંથી આંસુની ધારા જ વહેવડાવું. હું બેવકૂફ નિર્બળ મનની છું એમ એમણે કદી કહ્યું નહીં કે મને સ્વસ્થ રહેવાને

શિખામણ આપી નહીં. સહેજ ઓછી સમજવાળા માણસે એમ કર્યું હોત. ગાંધીજી તો માત્ર ત્યાં બેસે; ને નાની નાની, મને રસ પડે એવી, વાતોના તડાકા મારે, ને ક્યારેક વિનોદ કરીને મને હસાવવાનો પ્રયત્ન કરે.

મને ખબર હતી કે અમદાવાદમાં એમને માટે અગત્યનું કામ પડેલું હતું, અને એ કામમાં તેઓ મારે કારણે ખોટી થવા દેતા હતા. એકવાર મેં એમને કહ્યું કે "તમે જાઓ તો સારું." અને મેં એમ ઉમેર્યું પણ ખરું કે જે હિંદી મિત્રના ઘરમાં મને આતિથ્ય ને સારવાર મળતાં હતાં તેમની સંભાળ મારે માટે બસ છે.

ગાંધીજી કહે: "ના, તમે જરા સાજાં ન થાઓ ત્યાં લગી મારાથી જવાય નહીં." એટલે મારો તાવ ઊતરી ગયો, ને વળતાં પાણી થયાં એમ એમને લાગ્યું, ત્યાં સુધી તેઓ મુંબઈમાં રહ્યા.



હું હિંદુસ્તાનમાં હતી તે દરમ્યાન એક એવો દિવસ આવ્યો જ્યારે ગાંધીજીનો પોતાનો જીવનદીપ હોલાઈ જતો લાગ્યો. કેટલાંક અઠવાડિયાંથી તેમને મરડાનું દરદ લાગુ પડ્યું હતું. બે ડાક્ટરો ખડે પગે એમની દેખરેખ રાખતા હતા, પણ ગાંધીજીને ખવડાવાય કેવી રીતે તે તેમને સૂઝતું નહોતું. તેઓ માનતા હતા કે દૂધ એ એક જ વસ્તુ ગાંધીજીની જિંદગી ટકાવી શકે એમ છે. પણ ગાંધીજીએ તો ગાયનું દૂધ ન લેવાની પ્રતિજ્ઞા લીધેલી. અને ડાક્ટરોની દલીલથી કે બાની આજીજીથી પણ એ પ્રતિજ્ઞા તેઓ તોડે નહીં. એટલે અમે એમનાં સ્નેહી સંબંધીઓ એમની જીવનશક્તિ ઓસરી જતી મૂગે મોઢે જોઈ રહ્યાં હતાં. હું તે વેળા એમનાથી બે દિવસની મુસાફરી જેટલી દૂર હતી, પણ મને રોજેરોજ તેમની સ્થિતિની ખબર મળ્યાં કરતી. છેવટે મને એમના તરફથી એક નાની સરખી વિદાયની ચિઠ્ઠી મળી; એક સાથીને તેમણે એ લખાવી હતી. એમાં ગાંધીજીએ લખેલું કે એમનો પ્રાણ ઇહલોકમાંથી પ્રયાણ કરવાની તૈયારીમાં હતો, ને દેહ છૂટી જાય તે પહેલાં મને સ્નેહનો એક શબ્દ પહોંચાડવાની એમની ઇચ્છા હતી. મારા અંતરમાંથી કોઈક જાણે કહેતું હતું કે એ એમના જીવનનો અન્તકાળ નહોતો; ને મેં એમને એ પ્રમાણે લખ્યું

પણ ખરું. વધારામાં ઉમેર્યું: "હું જાણું છું કે હિંદુસ્તાન માટે તમારે કરવાનું કામ હજુ પૂરું થયું નથી, અને તમારે હમણાં વિદાય લેવાની નથી."

તેમની તબિયત કેવી રીતે વળી એ તેમણે પોતે મને પાછળથી કહેલું. જે દેહ એમને આટલું બધું દુઃખ દઈ રહ્યો હતો ને અંતરાયરૂપ લાગતો હતો તે છૂટી જાય તો તેમને અસંતોષ નહોતો; અને જો ફક્ત દૂધથી જ એમનું શરીર ઊગરી શકે એમ હોય તો દૂધ લઈને શરીર ટકાવવાની એમની જરાયે ઇચ્છા નહોતી. પછી કહે: "બાએ રસ્તો શોધી કાઢ્યો. એણે કહ્યું: 'તમારી પ્રતિજ્ઞા તો ગાયભેંસનું દૂધ ન લેવાની છે, બકરીનું દૂધ ન લેવાની નથી. એટલે બકરીનું દૂધ લો તો તેથી પ્રતિજ્ઞા તૂટે નહીં.' તમે સ્ત્રીઓ કેવી આગ્રહી ને ચતુર હો છો!" આ શબ્દો કહેતાં તેમની આંખમાં ચમક દેખાઈ ને અવાજમાં એવો રણકો આવ્યો કે જાણે બાએ એમની બગડેલી તબિયત સુધારવાને આ સૂક્ષ્મ ભેદ શોધી કાઢ્યો એ માટે બાનાં વખાણ ન કરતા હોય. સદ્ભાગ્યે બકરીનું દૂધ ગુણકારી નીવડ્યું, ને ગાંધીજીની તબિયત પાછી ઠેકાણે આવી ગઈ.

## : ૧૮ :

લડાઈ પછી બને એટલાં જલદી ઘેર વિલાયત પહોંચી જવાની મારી ઉત્કંઠા ગાંધીજી જાણતા હતા; ને મારા પતિને મળવાની મારી ઇચ્છામાં એમનો સમભાવ હતો. અમારે અનેક વેળા લાંબા વિયોગ ભોગવવા પડેલા એનું દુઃખ એમણે ઘણીવાર વ્યક્ત કરેલું; અને એવી આશા બતાવેલી કે કોક દહાડો અમે શાન્ત ને વ્યવસ્થિત ગૃહજીવનનું સુખ ભોગવી શકીશું. છતાં તેમણે કેટલીકવાર મને ચીડવવાને એમ પણ કહેલું કે "આ વિયોગો તમારે માટે સારા છે, કેમકે એ તમારા વિવાહિત જીવનને એકલસૂરું ને નીરસ બની જતું અટકાવે છે."

મેં એકવાર કહ્યું: "એ તો બધું બરાબર છે. પણ વિયોગ જેમ સ્નેહ વધારે છે તેમ ખુટાડે પણ છે."

"તમારા દાખલામાં એ શક્ય નથી એ હું જાણું છું. હેનરી તો અતિશય વફાદાર પતિ છે."

"એમ કહી તમે શું એમ કહેવા માગો છો કે હું નથી?" મેં તરત જવાબ વાળ્યો. "મને હજુ કેટલીકવાર થાય છે કે ઊંચા ગુણો બધા પુરુષોમાં જ હોય છે એમ તો તમે માનતા નહીં હો?"

"એ તો તમારા વર્તન પરથી જ પુરવાર થાય — જો તમે હેનરીને વફાદાર ન હો તો."

આ સાંભળીને હું ચૂપ જ થઈ ગઈ.

લડાઈ પૂરી થઈ અને હિંદ ને વિલાયત વચ્ચે મુસાફરોનો અવરજવર પાછો શરૂ થયો કે તરત ગાંધીજીનો કાગળ મારા પર આવ્યો. તેમાં લખ્યું હતું કે મારે નીલગિરિમાંનો નાનકડો બંગલો છોડી દેવો ને તરત જ મુંબઈ ચાલ્યા આવવાની તૈયારી કરવી.

બે દિવસ મુસાફરી કરું ત્યારે એમને મળાય એટલે છેટે હું હતી. લગભગ બે વરસ થયાં મેં એમને જોયા નહોતા. એટલે છ અઠવાડિયાં પછી હું એમને મળી, ને હજુ તેઓ કેટલા અશક્ત ને માંદા છે તે જોયું, ત્યારે મને દુઃખ થયું. પણ તેમણે તો કહ્યું કે "હું લગભગ પહેલાં હતો તેવો થઈ ગયો છું." તેમણે તો ઊલટું મારે વિષે ને મારા નાનકડા કુટુંબ વિષે ચિન્તા વ્યક્ત કરી.

ઇન્ફ્લુએન્ઝાના જે ભયાનક સપાટાએ હિંદુસ્તાનમાં લાખો માણસોના જીવ લીધા હતા તે હજુ હમણાં જ નરમ પડ્યો હતો. હું નીલગિરિમાં આવેલા નાનકડા કુનુર ગામમાં રહેતી હતી ત્યાં મેં એની ભીષણ અસર જોયેલી. આવી આફતની સામે મારી આસપાસના લોકો સાવ લાચાર થઈ ગયેલા એ જોઈ ને મારા મન પર દુઃખ અને વિષાદની ઊંડી છાપ રહી ગઈ. જીવન કરતાં મૃત્યુ ઘણું વધારે સાચું લાગ્યું, કેમકે કુનુરમાં જેટલાં માણસ જીવતાં રહ્યાં તેના કરતાં વધારેને મોતે ઝડપી લીધાં હતાં. મારી બહેન, મારા બે નાના છોકરા, હું, ને મારા નોકરો બધાં રોગમાં સપડાયાં હતાં, પણ સદ્‌ભાગ્યે સહુ સાજાં થઈ ને ઊઠવા પામ્યાં હતાં. ત્યાં ડાક્ટર તો મળે નહીં, એટલે મારી બહેને ને મેં અમારા કુટુંબ માટે જે કંઈ ઇલાજ સૂઝે ને મળે તે કર્યા હતા. હું લશ્કરી કે બીજી કોઈ સરકારી નોકરીમાં ન હતી; અને ગામના યુરોપિયનોને ખબર હતી કે મારા પતિને દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી સાથે ગાઢ સંસર્ગ હતો,

એટલે તેમણે મારો લગભગ બહિષ્કાર કરેલો; ને તેથી મને તેમના તરફથી બિલકુલ મદદ મળી નહીં. આમ મારી બહેનને ને મારે મહાવસમાં છ અઠવાડિયાં લગભગ એકલાં જેમતેમ કરીને વિટંબણામાં કાઢવાં પડ્યાં. મહિના-એક સુધી નોકરો એવા માંદા રહ્યા કે એમનાથી કશું કામ થઈ શકે નહીં; અને મારા છોકરા ઉપરાંત મારે નોકરોની પણ સારવાર કરવી પડતી. લાકડાં તો પૈસા આપ્યે પણ મળતાં નહોતાં, કેમકે કઠિયારા બધા માંદા પડેલા કે મરી ગયા હતા; એટલે અમને કોઈ પણ જાતનું બળતણ મળી શકતું નહોતું. મારા બટલરનો સગો આઠેક વરસનો એક છોકરો પાસેની વગડા જેવી જગામાં જઈ થોડીક પાતળી સોટીઓ લઈ આવતો, તેના વડે અમે માંદાંને માટે ગરમ દૂધ કે ઘેંસ તૈયાર કરતાં. બીજી રસોઈ કરવાની તરખડમાં તો અમે પડતાં જ નહીં.

ગાંધીજીને મેં આમાંની કેટલીક વાતો કહી એથી એમને દુઃખ અને ખેદ થયાં. અમારે વિષેની એમની ચિન્તા એટલેથી મટે એમ નહોતું. અમે મુંબઈ આવ્યાં ત્યારે ત્યાં કૉલેરા જોરમાં ચાલતો હતો, ને અમે શહેરમાં રહીએ તો ગાંધીજીને ચિન્તા થાય એમ હતું.

તેમણે કહ્યું : "તમે આવ્યાં તો ખરાં, પણ તમને અહીં નહીં રહેવા દેવાય. તમે માથેરાન જાઓ, ને બોટ મળે ત્યાં લગી ત્યાં રહેજો. આ નવો રોગચાળો ચાલે છે ત્યાં સુધી તમને અહીં રહેવા દેવાનું જોખમ હું નહીં લઈ શકું. એટલે માથેરાન જવાની તૈયારી તરત ને તરત કરો."

મેં કહ્યું : "પણ મારી પાસે પૈસા તો છે નહીં. એનું શું કરવાનું છે?"

"તેની ચિન્તા તમારે કરવાની નથી. એ હું જોઈ લઈશ. તમે તો માત્ર સાજાં થાઓ ને સાજાં રહો એટલે બસ છે."

"ને ઘેર જવાની તૈયારી! તેનું મારે શું કરવાનું છે?"

"તમારે ટિકિટોની ગોઠવણ કરવા એક સમિતિ પાસે જવું પડશે. પણ પહેલાં તો તમારે તાકીદનું ડાક્ટરી પ્રમાણપત્ર મેળવવું પડશે, જેથી તમને વહેલી જતી બોટમાં જગા મળે. આપણે જોઈશું શું થઈ શકે છે તે."

હું ગાંધીજીની સાથે વાતો કરતી હતી તે દરમ્યાન તેઓ, માંદગીને બિછાને પડ્યા પડ્યા જ, મારે શું શું કરવું પડશે એનો વિચાર કરતા હતા ને

એ બધી ગોઠવણો કરવા કોઈને ચિઠ્ઠી તો કોઈને મોઢેથી સંદેશો મોકલી રહ્યા હતા. એ ડાક્ટરોને અને મુસાફરોની તપાસ માટે નિમાયેલી સમિતિને મળ્યા પછી હું મુંબઈથી માથેરાન ગઈ. ત્યાં બોટમાં જગા મળવાની રાહ જોતી છ અઠવાડિયાં રહી. દર અઠવાડિયે હું ગાંધીજીને મળવા ને બીજું કામકાજ કરવા મુંબઈ આંટો મારી આવતી.

એક દિવસ મારું મન બહુ ઉદાસ હતું, એટલે મેં એમને કહ્યું કે "હિંદુસ્તાનમાં કાલીની પૂજા કેમ થાય છે એ હું હવે સમજી શકું છું. જ્યાં જુઓ ત્યાં મોત હાજરાહજૂર ને સહેલુંસટ દેખાય છે, ને જિંદગી મુશ્કેલ લાગે છે."

ગાંધીજી સહેજ ખેદપૂર્વક સ્મિત કરીને કહેઃ "પણ તમે જિંદગીથી છૂટી શકવાનાં નથી. તમારે આ સંસારમાં ફરી આવવું જ પડશે."

હું એમને જવાબ ન દેતાં થોડીક મિનિટ મૂગી બેસી રહી.

પછી તેઓ કહેવા લાગ્યા : "એક કાળે હું એમ માનતો હતો કે હું આ ભવે જ જન્મમરણનો ચકરાવો પૂરો કરી રહીશ. પણ હવે મને લાગે છે કે નહીં કરી શકું ને મારે પાછો જન્મ લેવો પડશે. આપણે એમાંથી છૂટી શકીએ એમ નથી. પણ મને આશા છે કે મારે હવે એક જ જન્મ વધારે લેવો પડશે."

મેં કહ્યું :" હું જિંદગીથી કંટાળી ગઈ છું એવું નથી. મને તો જિંદગીમાં હંમેશાં કંઈક સુંદર અંશ દેખાય જ છે. ફરીફરીને જન્મ લેવા પડશે એ વિચારથી મને ખેદ થતો નથી. પણ અહીં તો મોત ભીષણ ને નગ્ન બનીને તાંડવ કરી રહ્યું દેખાય છે. એટલે મને લાગે છે કે એના ખોળામાં માથું ઢાળી દેવું સહેલું છે."

ગાંધીજી કહે : "આ તમે નથી બોલતાં. તમારી કલ્પના તમને ભીરુ બનાવી રહી છે. તમારી શ્રદ્ધા ક્યાં ગઈ?"

"અત્યારે ઢીલી પડી ગઈ લાગે છે."

"જાઓ જાઓ. આ તમારું પોતાનું વચન નથી. હું એવી વાત નહીં કરવા દઉં!"

છેવટે મારે હિંદુસ્તાન છોડવાનો દિવસ આવ્યો. ગાંધીજી હજુ પ્રવૃત્તિમય જીવનમાં ઝાઝો ભાગ લઈ શકતા નહોતા, એટલે હું જ બાળકોને લઈને એમની વિદાય લેવા ગઈ. મને લાગે છે અમારા બંનેના મનમાં એ જ વિચાર હતો : "આપણે આ દેહે ફરી મળીશું ખરાં?"

# હિંદુ ધર્મ

**લેખક : રાધાકૃષ્ણન** **અનુવાદક : ચંદ્રશંકર શુકલ**

હિંદુ ધર્મના જીવ, જગત ને ઇશ્વર વિષેના દાર્શનિક સિદ્ધાન્તો, ઉપાસનાના વિવિધ માર્ગો, વર્ણ, આશ્રમ અને પુરુષાર્થની વ્યવસ્થા, અહિંસા, ઇતર ધર્મો સાથેના સંબન્ધો, સામાજિક પ્રણાલિકા, શાસ્ત્રપ્રામાણ્ય, સંસ્કારો વગેરે અનેક અંગોનું, શ્રી. રાધાકૃષ્ણનની લાક્ષણિક સીધી, સરળ, વિશદ, રસિક શૈલીમાં નિરૂપણ આ નિબંધોમાં થયેલું છે. અનુવાદકે ઠેકઠેકાણે મૂળ લખાણનું સમર્થન કરે એવાં સંસ્કૃત વચનો આપણા જુદાજુદા સાઠેક ધર્મ-ગ્રંથોમાંથી કાઢીને ફૂટનોટમાં આપ્યાં છે, ને સાથે તેના ગુજરાતી અનુવાદો પણ આપ્યા છે. એને લીધે આ પુસ્તક હિંદુ ધર્મ વિષેના એક અજોડ પાઠ્ય પુસ્તક જેવું થયું છે.

# વેદની વિચારધારા

**લેખક : રાધાકૃષ્ણન** **અનુવાદક : ચંદ્રશંકર શુકલ**

ભારતીય તત્ત્વજ્ઞાન વિષેના રાધાકૃષ્ણનના પ્રસિદ્ધ ગ્રન્થ 'Indian Philosophy' માંથી વેદ અને બ્રાહ્મણ વિષેનાં બે પ્રકરણોનો આ અનુવાદ છે. વેદની રચના, તેમાંની દેવસૃષ્ટિ, સૃષ્ટિવિજ્ઞાન તથા નીતિનિયમ વિષેના વિચારો, અને તેમાં રહેલાં તત્ત્વચિન્તનનાં બીજો, તથા તેનો વિકાસ ધીમેધીમે કેવી રીતે થતો ગયો તેનો ઇતિહાસ આમાં આપેલો છે. વેદ પછીના ને ઉપ-નિષદો પહેલાંના બ્રાહ્મણ ગ્રન્થોમાં વર્ણવેલા ધર્મની વિશેષતાઓ પણ વિસ્તારથી સમજાવી છે. લેખકે વેદ તથા બ્રાહ્મણોનાં જે જે સ્થળોનો માત્ર આંકડાથી નિર્દેશ કર્યો છે તે બધાં જ અવતરણો અનુવાદકે આમાં આપ્યાં છે, ને સાથે સાથે તેના ગુજરાતી અનુવાદ પણ આપ્યા છે, તેને લીધે મૂળ સંહિતાઓ ને બ્રાહ્મણ ગ્રન્થોનો સારો ખ્યાલ આવે છે. આપણા શ્રુતિસાહિત્યના અભ્યાસ માટે આ પુસ્તક બહુ ઉપયોગી નીવડશે.

**વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ લિમિટેડ,**

૩, રાઉંડ બીલ્ડીંગ, મુંબઈ ૨.

# ગૌતમ બુદ્ધ

લેખક : રાધાકૃષ્ણન      અનુવાદક : ચંદ્રશંકર શુકલ

ભગવાન બુદ્ધના જીવનની રૂપરેખા, તેમનું વ્યક્તિત્વ, તેમના તત્ત્વચિન્તનનાં મુખ્ય અંગો, ભારતીય તત્ત્વજ્ઞાનમાં તેમણે આપેલો ફાળો, અને બૌદ્ધ દર્શનની વિચારશ્રેણી વિષે સરળ ને વિશદ નિરૂપણ આ પુસ્તકમાં છે.

# ધર્મોનું મિલન

લેખક : રાધાકૃષ્ણન      અનુવાદક : ચંદ્રશંકર શુકલ

જગતમાં ધર્મ ધર્મ વચ્ચેનો સંબન્ધ કેવો હોવો જોઇએ એ વિષય સંસ્કૃતિના આરંભકાળથી ચર્ચાતો આવ્યો છે. તેના અનેક ઉકેલ સૂચવાયા છે ને તેને અંગે અનેક મહાયુદ્ધો પણ થયાં છે. આવા વિષમ ને અટપટા પ્રશ્નને વિષે હિંદુ ધર્મે સૂચવેલા ઉકેલ, ઇતર ધર્મો સાથેના તેના સંબન્ધો, પશ્ચિમના વિચારપ્રવાહ પર હિંદુ તત્ત્વજ્ઞાને કરેલી અસર, જીવનના પરમ પુરુષાર્થ વિષેની હિંદુ કલ્પના વગેરે વિષયોનું તુલનાત્મક ને ઐતિહાસિક દૃષ્ટિએ નિરૂપણ આ પુસ્તકમાં કરેલું છે. સર્વધર્મસમભાવનું સચોટ સમર્થન આ લેખોમાં થાય છે, અનુવાદકે અનેક નોંધો જોડીને પુસ્તકની ઉપયોગિતામાં ઉમેરો કર્યો છે. પંડિત સુખલાલજીએ વિદ્વત્તાભરી પ્રસ્તાવના લખી છે.    કિંમત પાંચ રૂપિયા.

# ગાંધીજીને જગવંદના

સંપાદક : **રાધાકૃષ્ણન** અનુવાદક : **ચંદ્રશંકર શુક્લ**

ગાંધીજીની ૭૦ મી જયંતીને પ્રસંગે તેમને અર્પણ થયેલો લેખસંગ્રહ. સ્વામી આનંદની પ્રસ્તાવના સાથે.

**બીજી આવૃત્તિ**

આ પુસ્તકમાં જગતનાં અનેક અગ્રગણ્ય સ્ત્રીપુરુષોએ ગાંધીજીના જીવન અને કાર્ય વિષેના પોતાના વિચારો પ્રગટ કર્યા છે. તે પરથી ગાંધીજીનું સમકાલીન જગત તેમને વિષે કેવો પ્રેમ અને આદર ધરાવે છે, ને તેમના જીવનકાર્યનો કેવી ઝીણવટથી ને કેવા સમભાવથી અભ્યાસ કરે છે, એ આપણે જોઈ શકીએ છીએ.

જનરલ સ્મટ્સ, ગિલબર્ટ મરે, પર્લ બક, વાઇકાઉંટ સેંકી, વાઈકાઉંટ સેમ્યુઅલ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, ડૉ. પટ્ટાભી સીતારામૈયા, સર મીરઝા ઇસ્માઇલ, જપાની કવિ યોને નોગુચી, પ્રસિદ્ધ મહિલા શિલ્પકાર ક્લેર શેરીડન, હૉરેસ ઍલેક્ઝાંડર, કાર્લ હીથ, જોન હૉયલૅંડ, રીચર્ડ ગ્રેગ વગેરે અનેક પ્રસિદ્ધ વ્યક્તિઓના લેખોનો આમાં સંગ્રહ છે. કિંમત ત્રણ રૂપિયા.

**વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ લિમિટેડ,**
૩, રાઉંડ બિલ્ડીંગ, મુંબઈ ૨.

---

**મુદ્રક** : આર. આર. બખલે, મુંબઈ વૈભવ પ્રેસ, સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબઈ ૪.
**પ્રકાશક** : એમ. કે. વોરા, વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ,
૩, રાઉંડ બીલ્ડીંગ, કાળબાદેવી રોડ, મુંબઈ ૨.



તેઓ (બા) તેમના પતિની બાજુમાં બેઠાં હતાં. કસોટી ને કષ્ટસહનની ઘડીએ તેઓ જેટલાં સાદાં, શાન્ત ને અડગ રહ્યાં હતાં તેટલાં જ સાદાં, શાન્ત ને ગૌરવશાળી વિજયની ઘડીએ પણ હતાં. હું પણ એક પરદેશમાં ત્યારે ઘાયલ સૈનિકોને માટે કપડાં સીવવાનું કામ કરી રહી છું. તે કરતાં કરતાં મારી નજર આગળ એવું દૃશ્ય તરી રહ્યું કે તેણે બા તેમના શાંત, ધીમા ને [illegible] હાથે બીજા એક પરદેશમાં એમના દેશની [illegible] આપી રહ્યાં છે. દક્ષિણ આફ્રિકાના આ મહાન નેતા, જેમને વિષે ગોખલેએ સમુચિત શબ્દમાં કહેલું કે તેમણે માટીમાંથી વીર ઘડ્યા છે, તેઓ સાદેજ [illegible] ને [illegible] જમીન પર જરા આડા પડીને સીંગ [illegible] ફળનો તેમનો જે સાદો ખોરાક છે તે ખાતા હતા (તેમાં મેં પણ ભાગ પડાવ્યો); અને તેમનાં પત્ની કંઈક કામ કરતાં હતાં. ને એવાં સંતુષ્ટ દેખાતાં હતાં—જાણે તેઓ પોતાના રાષ્ટ્રને ખાતર સેંકડો કષ્ટો ગૌરવભેર સહન કરનાર જગત્પ્રસિદ્ધ વીરાંગના નહીં, પણ ઘરકામની અનેક ઝીણી ઝીણી બાબતોમાં પરોવાઈ ગયેલાં નમ્ર, સુશીલ ગૃહિણી કેમ ન હોય!

સરોજિની નાયડુ (૧૯૧૪)



તેઓ ( બા ) તેમના પતિની બાજુમાં બેઠાં હતાં. કસોટી ને કષ્ટસહનની ઘડીએ તેઓ જેટલાં સાદાં, શાન્ત ને અડગ રહ્યાં હતાં તેટલાં જ સાદાં, શાન્ત ને ગૌરવશાળી વિજયની ઘડીએ પણ હતાં. હું પણ એક પરદેશમાં અત્યારે ઘાયલ સૈનિકોને માટે કપડાં સીવવાનું કામ કરી રહી છું. તે કરતાં કરતાં મારી નજર આગળ એવું દૃશ્ય તરી રહ્યું છે જાણે બા તેમના શૂરા, ક્ષીણ ને દુઃખપીડિત હાથે બીજા એક પરદેશમાં એમના દેશની ઈજ્જત આબરૂનો અખંડ દીવો ઝાલી રહ્યાં છે. દક્ષિણ આફ્રિકાના આ મહાન નેતા, જેમને વિષે ગોખલેજીએ સમુચિત શબ્દમાં કહેલું કે તેમાણે માટીમાંથી વીર ઘડ્યા છે, તેઓ સહેજ માંદા ને થાકેલા જમીન પર જરા આડા પડીને લીલાંસૂકાં ફળનો એમનો જે સાદો ખોરાક છે તે ખાતા હતા (તેમાં મેં પણ ભાગ પડાવ્યો); અને તેમનાં પત્ની કંઈક કામ કરતાં હતાં, ને એવાં સંતુષ્ટ દેખાતાં હતાં—જાણે તેઓ પોતાના રાષ્ટ્રને ખાતર સેંકડો કષ્ટો ગૌરવભેર સહન કરનાર જગત્પ્રસિદ્ધ વીરાંગના નહીં, પણ ઘરકામની અનેક ઝીણી ઝીણી બાબતોમાં પરોવાઈ ગયેલાં નમ્ર, સુશીલ ગૃહિણી કેમ ન હોય!

સરોજિની નાયડુ (૧૯૧૫)

# પુણ્યશ્લોક ગાંધીજી

## ભાગ ૧ લો

[ ૭૫ મી ગાંધી જયંતી નિમિત્તે પ્રસિદ્ધ થનારો પ્રશસ્તિસંગ્રહ ]

સંગ્રાહક અને અનુવાદક

**ચંદ્રશંકર શુક્લ**

ગાંધીજીનું સમકાલીન જગત ગાંધીજીની મહત્તા ઓળખી શક્યું છે, ને તેમને વર્તમાન યુગના મહાનમાં મહાન પુરુષ માને છે, એ જગતનું પોતાનું સદ્ભાગ્ય છે. આજે કરોડો માણસોના હૃદય પર ગાંધીજીનું પ્રેમનું સામ્રાજ્ય ચાલે છે. ગાંધીજીના આ પ્રભાવ વિષે ને તેમના અજોડ વ્યક્તિત્વ તથા અનેકવિધ પ્રવૃત્તિઓ વિષે ગયાં ચાળીસ વરસમાં આ દેશનાં તેમજ પરદેશનાં અગ્રગણ્ય સ્ત્રીપુરુષોએ આદર અને અભ્યાસપૂર્વક છૂટાંછવાયાં અનેક લખાણો લખેલાં છે. અનેક જુદી જુદી જગાએ વેરાયેલાં એ લખાણોમાંથી સંગ્રાહકે પરિશ્રમપૂર્વક આ અપૂર્વ સંગ્રહ તૈયાર કર્યો છે.

: પ્રકાશક :

વોરા ઍન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ

૩, રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨.